

# છીએ તે જ ઠીક



કનૈયાલાલ મા. મુનશી



# છીએ તે જ ઠીક

કનૈયાલાલ મા. મુનશી



ભારતીય વિદ્યાભવન તરફથી પ્રકાશક
પદ્મ પબ્લિકેશન્સ લિમિટેડ
સર ફિરોઝશાહ મહેતા રોડ, કોટ,
મુંબઈ ૧

અઢી રૂપિયા

છીએ તે જ ઠીક
પ્રથમ વાર : ડિસેમ્બર, ૧૯૪૬





: મુદ્રક :
વિ. આર સાવંત
એસોશીએટેડ એડવર્ટાઈઝર્સ
એન્ડ પ્રિન્ટર્સ લિમિટેડ
૫૦૫, આરથર રોડ, તારદેવ
મુંબઈ ૭

: પ્રકાશક :
મોરારજી પદમસી
પદ્મ પબ્લિકેશન્સ લિમિટેડ
લક્ષ્મી બિલ્ડિંગ, ત્રીજે માળે
સર ફિરોઝશાહ મહેતા રોડ, કોટ
મુંબઈ : ૧

# છીએ તેજ ઠીક

## : પાત્રો :

**જીતેન્દ્રરાય**

ન્યુ માથેરાન મિલ્સ વગેરે કંપનીઓનો ચેરમેન ને મિલની મેનેજીંગ એજન્સીનો માલિક. મનોરમાનો ભાઈ અને ટેનિસનો અઠંગ ખેલાડી.

**હર્ષદરાય**

એમ. એ., ન્યુ માથેરાન મિલ્સનો ડિરેક્ટર અને મનોરમાનો પતિ.

**ભગવાનદાસ**

ધંધે દલાલ, ન્યુ માથેરાન મિલ્સના ડિરેક્ટર.

**નરોત્તમદાસ**

ઉર્વશીના પિતા.

**ડૉ. મોહનલાલ**

મગજના રોગોના નિષ્ણાત ડૉક્ટર. સાઈકિએટ્રિસ્ટ.

**સાધુ**

**ઉર્વશી**

એમ. એ., નરોત્તમદાસની પુત્રી અને જીતેન્દ્રની પરમ મિત્ર.

**મનોરમા**

હર્ષદની પત્ની.

**તિલોત્તમા**

બી. એ., નરોત્તમદાસની પુત્રી અને ઉર્વશીની નાની બહેન.

**ગંગાબહેન**

નરોત્તમદાસ શેઠનાં પત્ની ઉર્વશી અને તિલોત્તમાનાં મા.

**વિઠુ**

નોકર.

**મહેતાજી**

તદુપરાંત હાઈકોર્ટનો રજીસ્ટ્રાર, સૉલિસિટર, બેલિફ, નૃત્યકલાનો શિક્ષક.

**બધા અંકો જીતેન્દ્રરાયના દીવાનખાનામાં ભજવાય છે.**

# અંક પહેલો

[ જીતેન્દ્રરાયનું દીવાનખાનું. તેમાં બધો ઠાઠ વિદેશી છે. વચ્ચે નેપોલિયન બોનાપાર્ટની એક મોટી છબી છે.

ભગવાનદાસ દલાલ પચાશેક વર્ષના ગૃહસ્થ છે. એમણે પાઘડી, ડગલો, ધોતિયું બધું જૂની ઢબે પહેર્યું છે. તે અધીરાઈથી પગ હલાવી રહ્યા છે ને જરાક ક્ષોભથી મોઢું લૂછ્યા કરે છે.

હર્ષદરાય અઠ્ઠાવીશેક વર્ષનો છે. તે યુરોપીય પહેરવેશમાં છે. તે એક ખુરશી પર બેસી સિસોટી વગાડે છે. ]

**ભગવાનદાસ**

( બારણાં તરફ અધીરાઈથી જોઈને ) હજી શેઠ સાહેબ નહીં આવ્યા ?

**હર્ષદરાય**

( હસીને ) ભાઈ આવ્યા વિના નહીં રહે. તમને સમય આપ્યો છે ને ? ( બહાર મોટરનું ભૂંગળું બોલે છે ) લો ને, આ આવ્યા. ( ઊભો થઈ સામે લેવા જાય છે )

**ભગવાનદાસ**

(જરાક ક્ષુભિત થઈને) ટૂર્નામેન્ટ જીતીને આવ્યા હોય તો સારું.
(ઊભા થઈ પાઘડી ને કોટ સમાં કરે છે)

**હર્ષદરાય**

ભાઈ હારે જ નહીં. હું ખાતરી આપું છું.

[ જીતેન્દ્રરાય આવે છે. એ પચ્ચીશેક વર્ષનો સ્વરૂપવાન યુવક છે. એણે ખમીસ, ફ્લેનલની પાટલૂન અને સફેદ એડી વગરના જોડા પહેર્યા છે. એના હાથમાં ટેનિસનું રેકેટ છે. એણે ગળે સફેદ ગળપટ્ટો વીંટાળ્યો છે. પગ નીચે દરેક પગલે તે કાંઈક કચરતો હોય એવી તેની ચાલવાની સિફત છે. એની બોલવાની લઢણ કોઈ સર્વસત્તાધિકારીની હોય એવી રોફીલી છે. એના પિતા મરી ગયા પછી બે વર્ષમાં એણે દરેક ક્ષેત્રમાં એટલી સિદ્ધિ મેળવી છે કે એનામાં આત્મશ્રદ્ધાનો પાર નથી એમ સ્પષ્ટ દેખાય છે.

તે આવે છે ત્યારે રેકેટ વડે જાણે સર્વીસ કરતો હોય એવો ચાળો કરે છે. પછી ભગવાનદાસ અને હર્ષદને જોઈ એની આંખમાં મજાકની ચમક આવે છે. ]

**જીતેન્દ્ર**

હલ્લો, હર્ષદ! હલ્લો, ભગવાનદાસ! મને અભિનંદન આપો. હું ટૂર્નામેન્ટ જીત્યો.

**હર્ષદ**

(હસીને) મને તો એમાં સંશય હતો જ નહીં! છતાં અભિનંદન.
(માનથી પણ જૂના મિત્રની છૂટથી વાંસો થાબડે છે)

**ભગવાનદાસ**

(હાથ મેળવી) અભિનંદન—અભિનંદન!

જીતેન્દ્ર

( સોફા ઉપર વચ્ચે બેસી પગ પહોળા રાખે છે ને અઢેલી માથું પાછળ ટેકવે છે ) થેંક્યુ, થેંક્યુ ! ( પછી એના મુખ પરથી હાસ્ય જતું રહે છે અને એ તિરસ્કારથી ભગવાનદાસ તરફ જોઈ રહે છે. ભગવાનદાસ ક્ષોભથી પરસેવો લૂછે છે.) ભગવાનદાસ ! ( દાંત પીસીને ) તમે ન્યુ-માથેરાન મિલ્સના સાતસો શેરો વેચાતા લીધા, કેમ ?

ભગવાનદાસ

ના, ના, પણ—( જરા ગભરાઈને ચારે તરફ જુએ છે.)

જીતેન્દ્ર

( એકદમ ટટ્ટાર થઈને હાથમાં જોરથી રેકેટ પકડે છે ) શેઠ, સફાઈ છોડી દો. ( જરા ધમકીભર્યા અવાજે) ન્યુ માથેરાનમાં તમારે પોતાના ડીરેકટરો લાવવા છે, કેમ ?

ભગવાનદાસ

(જરા ભોંઠો પડી થઈને) ના; ના; આ તો અમસ્થાં જ લીધા. સસ્તામાં આવી ગયા એટલે લઈ લીધા.

જીતેન્દ્ર

(ભ્રૂભંગ કરીને) તો મને પહેલાં કેમ નહીં પૂછ્યું ? વધારે શેરો લઈને મારી મેનેજીંગ એજન્સી ખાઈ જવી છે, એમ ? ( મજાકમાં) ગૂડ–વેરી ગૂડ !

ભગવાનદાસ

( છાસિયું કરીને) અરે શેઠ સાહેબ, એવું તે હોય ? એમ શું બોલો છો, મારા શેઠ !

જીતેન્દ્ર

હા, ગીતામાં પણ ચહાપાણી પીવાનું લખ્યું છે તે હું ગોખતો હતો.

હર્ષદ

ગીતામાં ચહાપાણી ?

જીતેન્દ્ર

તેથી તો મને એ વાક્ય આવડી ગયું. કૃષ્ણ કહે છે: सर्वस्य चाहं हृदि संनिविष्टो– ચહા રૂપે હું બધાંના હૃદયમાં પેસી જાઉં છું. (હર્ષદનો વાંસો થાબડે છે) ઉર્વશીને નહીં કહેતો. પણ જો, સાંભળ: (ધીમેથી હર્ષદ પાસે આવીને) જો, આપણા સૉલિસિટર્સને કહી આવ. ભગવાનદાસના જમાઈની સામે હોય. તેટલાં હુકમનામાં ખરીદી લે ને તેના ઘર પર ટાંચ લાવે.

હર્ષદ

ટાંચ !

જીતેન્દ્ર

કહેજે કે સાંજ પહેલાં ટાંચનો હુકમ લે. નહીં તો એ તો સૉલિસિટરની ગાડી છે. માથેરાનની ગાડીની માફક પાછલે પૈડે આગળ જ ચાલચાલ કરશે !

મનોરમા

(અંદરથી) ભાઈ, ભાઈ, અભિનંદન ! [દોડતી મનોરમા આવે છે. પાછળ નોકર નવાં કરાવેલાં કપડાં લઈને આવે છે.

મનોરમા વીસેક વર્ષની સુંવાળી યુવતી છે. એ જરાક જાડી થવા લાગી છે. એનો ઠસ્સો કલામય છે. એણે બારીક વાયલ નીચે કાઠિયાવાડી ઢબનો ઘાઘરો પહેર્યો છે ને કપાળે સુવર્ણચંદ્રક ચોંટાડયો છે. એણે કોટે ને કાને પણ ખૂબ ઘરેણાં પહેર્યાં છે.]

જીતેન્દ્ર

(મજાકમાં) લો, આ ભાઈનાં બહેન આવ્યાં. કયાં જઈ આવ્યાં? (ચાળા પાડીને) અરે નૃત્યશાળામાં, શિલ્પશાળામાં, પણ પેલી રાંધણશાળામાં કયારે શીખવા જશો?

મનોરમા

(ખોટો ગુસ્સો કરીને) હું શા માટે રાંધણશાળામાં જાઉં? મોકલજો પેલી ઉર્વશીને, પરણો ત્યારે. તમારી મગદૂર હોય તો! (જીભ કાઢે છે)

[ટેલિફોન વાગે છે ને હર્ષદ રિસીવર ઊપાડે છે.]

હર્ષદ

(નમ્ર અવાજે) કોણ?....ઓહો!....કોણ ઉર્વશી બહેન?....હા, હું હર્ષદ....ભાઈ અહિંયા જ છે....ઊભાં રહો, હું ટેલિફોન આપું.

[જીતેન્દ્ર ઉત્સાહથી ટેલિફોન લે છે]

જીતેન્દ્ર

(તેનો અવાજ મીઠો થઈ જાય છે.) ઉર્વશી!....હો, એ તો હું....અડધા કલાકમાં આવો છો?....ઠીક ઠીક....હું ઘેર જ છું....ચિચર્યો (ખંચાઈ ને) સૉરી, બોલાઈ ગયું....નમસ્તે. (ટેલિફોન મૂકી દે છે અને ટેનિસની સર્વીસ કરવાનો ચાળો કરે છે)

મનોરમા

(ચાળા પાડે છે) ચિયર્યો....સૉરી....બોલાઈ ગયું....નમસ્તે! ને અમે નૃત્યકળા શીખીએ તેમાં તમારું પાકી આવે.

જીતેન્દ્ર

હાસ્તો, તું તો બહેન, પારકું ધન. સમજી? આ બામણાનું....

હર્ષદ

(ગંભીર થઈ ને) ભાઈ, મજાક છોડી દો. હવે ઉર્વશી બહેનને તમારું ધન ક્યારે બનાવો છો?

જીતેન્દ્ર

(માથે હાથ મૂકીને) અરે, આ મિયાં તો ક્યારના લટ્ટુ થઈ ને બેઠા છે, પણ બીબી રાજી થાય ત્યારેને?

મનોરમા

(હેતથી જીતેન્દ્રને વિનવે છે) ભાઈ, જગત બધું ટૂંપી ખાય છે. બે વર્ષ થયાં તમે એકલાં બેસો છો, ફરો છો, ગપ્પાં મારો છો—પણ નથી વેવિશાળ કરતાં, નથી લગ્ન કરતાં. મારાથી તો કાને સંભળાતું નથી. જગત એવું બોલે છે (રિસાળ મોઢું કરે છે) ભાઈ—

જીતેન્દ્ર

અરે ભાઈની એ બહેન! હું આંધળો છું? હું બધું જોઉં છું, પણ કરું શું?

હર્ષદ

ભાઈ, નરોત્તમદાસકાકા પણ બખાળા કાઢે છે. એ પણ તમને આજે જ વાત કરવા આવવાના છે.

જીતેન્દ્ર

પણ મને વાત કરે શો ફાયદો ? એમની દીકરીને તો કહેવાની હિંમત નથી.

[ નોકર હાથમાં ચાંદીની થાળી લઈને આવે છે. ને સામે ધરે છે. તેના પર કાર્ડ છે તે જીતેન્દ્ર વાંચે છે. ]—લો, નરોત્તમકાકા જ આવ્યા. હવે તમે બન્ને ભાગો. હર્ષદ, ભગવાનદાસને પૂરો કરજે. હું, અધૂરો નહીં રાખતો.

હર્ષદ

હું આ ચાલ્યો. એને એવો પૂરો કરું કે એની એક કચ્ચર હાથમાં નહીં આવે.

મનોરમા

ભાઈ, પેલાં ધોતિયાં, પહેરણ, સલવાર ને સ્લેક બધાં અહીં મૂક્યાં છે. હિંમત ચાલે તો ઉર્વશી ભાભીને સ્લેક પહેરાવજો. (ચાળા પાડીને) ચિયર્યો–સોરી–બોલાઈ ગયું–નમસ્તે (ને હસતી હસતી જાય છે ને પાછળ હર્ષદ જાય છે)

જીતેન્દ્ર

(નોકરને) વિહુ, નરોત્તમકાકાને અંદર બોલાવ.

[ નોકર જાય છે. જીતેન્દ્ર કટ કરવાનો ચાળો કરે છે.

નરોત્તમદાસ શેઠ–વયોવૃદ્ધ, ઘણા જ પ્રતિષ્ઠિત લાગતા, જાડા ગૃહસ્થ આવે છે. એમણે કપાળે વૈષ્ણવી ટીલું કર્યું છે, માથે સુરતી પાઘડી પહેરી છે અને હાથમાં સોનાની મૂઠની લાકડી લીધી છે ]

નરોત્તમદાસ

સાહેબજી જીતેન્દ્રરાય, કેમ છો ?

જીતેન્દ્ર

ખુશીમાં કાકા. પધારો, બિરાજો.

[ નરોત્તમદાસ તપખીરની ડબ્બી કાઢી સૂંઘે છે ને જીતેન્દ્રને ધરે છે. જીતેન્દ્ર તપખીર લેવાનો ઢોંગ કરે છે. ]

નરોત્તમદાસ

જીતેન્દ્રરાય, મારે આજે તમારી જોડે ખાસ વાત કરવી છે.

જીતેન્દ્ર

બોલો, શી આજ્ઞા છે? (ખુશ કરવાનો પ્રયત્ન કરતાં) હમણાં ચાંદીનો ભાવ તો ઉપર જ જાય છે ને?

નરોત્તમદાસ

(અકળાઈ જઈને લાકડી ઠોકે છે) જહાન્નમમાં ગઈ ચાંદી. વાત પર આવોને. (જીતેન્દ્રની સામે ડોળા કાઢીને) જીતેન્દ્રરાય, આ જગતની બત્રીસીએ ચડ્યા છો તે હવે ક્યારે ઊતરવું છે? સાળું કાંઈ સમજાય તો ખરું કે નહીં?

જીતેન્દ્ર

કાકા, જગતને મોંઢે કોઈએ તાળું માર્યું છે?

નરોત્તમદાસ

(જીતેન્દ્રનો ખભો ઠોકીને) અરે, તમે ઉર્વશીને પરણી જાઓ એટલે તાળું મરાઈ ગયું. એમાં છે શું, મારા ભાઈ?

જીતેન્દ્ર

(કચવાઈને) પણ મેં તો તમને કેટલી વાર કહ્યું, કે મારી જરાયે ના નથી. પણ ઉર્વશી નાની હા નથી કહેતીને!

**નરોત્તમદાસ**

અરે, હું તે જ કહેવા આવ્યો છું. મારા ભાઈ, મરદ જેવા મરદ થયા ને બૈરી પાસે હા પડાવી શકતા નથી?

**જીતેન્દ્ર**

બોલો કાકા, શું કરું? કહો તે કરું!

**નરોત્તમદાસ**

જુઓ ભાઈ, આ તો હાલના જમાનાની હેડંબાઓ છે. એમના હૈયામાં ગભરાટ પેસી ગયો છે, 'પરણીશું તો, બાપરે, શુંય કાંઈ થઈ જશે? કેવાએક માટી નીકળશે?' આ વિચારો કરીને ધ્રૂજી મરે છે.

**જીતેન્દ્ર**

કાકા, વાત તો ખરી. મોટી ઉંમરે પારકા જોડે જીવનગાળો શરુ કરવો કઠણ વાત છે. જરા ડર તો લાગે જ ને?

**નરોત્તમદાસ**

(અકળાઈને) અરે તમેય તે મારા ભાઈ, શું બોલો છો? સાળો માટી હોય તે પારકો જ હોયને–પોતાનો તે કોઈ દહાડો હોય! આ લો તમારાં કાકી! તેર વર્ષે મારું ઘર માંડવા આવ્યાં. તેને તો કાંઈ ધ્રુજારી છૂટી નહીં! પણ સાંભળો. આજની ભણેલી છોકરીઓ તો કુંવરીબાઓ થઈ ગઈ છે. એમને તો રાજકુંવરો જોઈએ છે.

**જીતેન્દ્ર**

(નિરાશાથી) ને મને તે થતાં આવડતું નથી.

નરોત્તમદાસ

તમને તો શાનું આવડે? 'હા,–હા–હા–હા' કરીને વરણાગીઆ થાઓ તેથી શું વળે? (ધાંટો કાઢીને) જરા હુચમચાવો, ઊંચકી જાઓ, ઘસડી જાઓ. અરે તમે જોરજુલમથી 'લવમેકીંગ' કરો. નહીં તો આ શેઠાણીઓ તો ના–ના–ના કર્યા જ કરવાની.

જીતેન્દ્ર

(નીચું માથું કરી ધુણાવે છે) કાકા, તમારી દીકરી જોરજુલમથી માને એમ નથી; બહુ જીદ્દી છે.

નરોત્તમદાસ

અરે તમારા બાયલાઓથી તો હું થાક્યો, મારા બાપ! મારા ઘરમાં તમારી છ છ છબીઓ ટીંગાવી રાખી છે. રોજ તેને ફૂલ ચડાવે છે; ને પરણવાની વાત આવે ત્યારે 'ઊંહું, ઊંહું ને ઊંહું.'

જીતેન્દ્ર

તે તો હું પણ જોઉં છું કાકા, પણ રસ્તો નથી જડતો.

નરોત્તમદાસ

અરે, તે હું બતાવું, મારા ભાઈ! એક દહાડો ઊંચકીને મોટરમાં બેસાડીને રડાવો–ખૂબ રડાવો–ને બ્રાહ્મણને બોલાવીને પરણી જાઓ. પછી એક બે છોકરાં થઈ જાય એટલે પછી 'મેં તેરી ગૌઆં.' સમજ્યા? (માથે હાથ મૂકે છે) અરે, ઘરડેઘડપણ મારે મોંઢે આ બધું શું બોલાવો છો? હવે તમે પણ શું, મારા ભાઈ!

**જીતેન્દ્ર**

કાકા, આ રસ્તો એવો છેક સીધો સાદો નથી. નહીં તો હું ક્યારનો પહોંચી વળું એમ છું.

**નરોત્તમદાસ**

પણ ત્યારે છે શું?

**જીતેન્દ્ર**

કાકા, ઉર્વશી ઘણી આદર્શવાદી છે.

**નરોત્તમદાસ**

શું ધૂળ છે, મારા ભાઈ?

**જીતેન્દ્ર**

કાકા, તમારી દીકરી માને છે કે હું હજી પૂરેપૂરો સંસ્કારી થયો નથી.

**નરોત્તમદાસ**

તે હવે ક્યારે થવાના હતા?

**જીતેન્દ્ર**

(નિરાશાથી) હું સંસ્કારી થાઉં ત્યાં સુધી એ મને સુધાર્યા જ કરવાની. ને હું સંસ્કારી થવાનાં ફાંફાં માર્યા જ કરું છું; પણ મારો પત્તો લાગતો જ નથી.

**નરોત્તમદાસ**

તો, મારા ભાઈ, પછી એકબીજાને છોડી દો. "ન છૂટાતું તું છોડી દે" : પેલો સરસ્વતીચંદ્ર કહી ગયો છે.

જીતેન્દ્ર

એ તો ભાગ્યશાળી હશે. પણ આ તો કરમની કથની છે. (અકળાઈને) શું કહું કાકા? અમારા જીવ એવા હળી ગયા છે કે રોજ બે કલાક બેસીને ઝઘડો નહીં કરીએ તો ખાધેલું પચતું નથી. [માથે હાથ મૂકીને બેસે છે]

નરોત્તમદાસ

(ચકિત થઈને) ઓત્તારી, આ તો મામલો છે ગંભીર.

જીતેન્દ્ર

ગંભીર નથી કાકા, જીવલેણ છે. (માથે હાથ દઈ ને બેસે છે.)

નરોત્તમદાસ

(પાઘડી ઠીક કરીને તપખીર સૂંઘે છે) સાંભળો. ઘરસંસાર સરળ કરવાનો એક રસ્તો છે. તે રસ્તો અત્યારથી જ લેવા માંડો.

જીતેન્દ્ર

શો છે? બતાવોને કાકા.

નરોત્તમદાસ

(જીતેન્દ્રનો ખભો ઠોકીને) જૂઠું બોલવા માંડો.

જીતેન્દ્ર

જૂઠું બોલવા માંડું? તે ઉર્વશીને? કદી નહીં—પ્રાણાન્તે પણ નહીં.

નરોત્તમદાસ

(ખડખડ હસીને) અરે, તમે સત્યવાદીઓ બધા બેસો, હવે બેસો. બૈરી આગળ જૂઠું બોલ્યા વિના કોઈ દહાડો ઘરસંસાર સીધો ચાલે જ નહીં. પેલો હરિશ્ચન્દ્ર બહુ સાચું બોલતો હતો તે આખરે બૈરી વેચવી પડી. સમજ્યા, મારા મહેરબાન !

જીતેન્દ્ર

પણ કાકા, ઉર્વશી આગળ એ કીમિયો ચાલે એમ નથી. એને તો આંખો નથી. બબ્બે સૂક્ષ્મદર્શક યંત્રો—Microscopes—છે. બધું પારખી લે છે.

નરોત્તમદાસ

જાઓ, મારા ભાઈ જાઓ. જરા સફાઈથી જૂઠું બોલો. થોડી એકટીંગ કરો. એ તો અંગ્રેજીમાં કહ્યું છે કે Practice makes a man perfect. સાંભળો. જ્યારે હું બહાર લહેર કરવા જાઉં ત્યારે તમારી કાકીને કહું કે ચાંદી બજારમાં આજે દોડાદોડ છે. કાકી જરા ગુસ્સે થાય કે હું ગપ્પું મારું કે આજે મને બજારમાં ખોટ આવી છે. તરત એમની ટેમ્પરેચર ઊતરી જાય. એ પણ એક કળા છે, મારા ભાઈ, કળા.

જીતેન્દ્ર

જોઉં એ કળા ચાલે છે કે કેમ ?

નરોત્તમદાસ

Don't worry જીતેન્દ્ર, મારું માનો તો બેડો પાર થઈ જશે. ઠીક ત્યારે, હવે હું બજારમાં જાઉં છું, સાહેબજી. પણ જલદી નકકી કરી નાંખજો. (જતાં જતાં) બહું થયું. ને આમને આમ તમે ઘરડા

થઈ જશો, સમજ્યા? સાહેબજી. (નરોત્તમદાસ જાય છે. જીતેન્દ્ર સર્વીસ કરતો હોય એવો ચાળો કરે છે)

જીતેન્દ્ર

(સ્વગત) આ બાયડીઓ વશ કરવાની કોઈ કૉલેજ પણ ખોલતું નથી. વિઠુ! (ચારે તરફ ધ્યાનથી જુએ છે) કાકાની વાત પણ ખરી. હવે આજે જ અજમાવું. લવગેમ—ને લવસેટ—બન્ને પૂરાં કરું. [વિઠુ આવે છે.] કાય ઠેવલા એ? તુલા સાંગીતલા હોતા કે ઇકિડે કાશ્મીરી વાઝ ઠેવાયચા આણિ તું ઇકિડે વેનીશિયન વાઝ ઠેવુન ગેલા. આત્તા ઉર્વશીબાઈ એઇલિ. તુલા આઠવણ આહે કી ત્યાંલા વિદેશી વસ્તુ પસંદ નાંહી. કીત્તિ વેળ મિ તુલા સાંગીતલા. જા, જા, મહેતાજીલા પાઠવુન દે. લવકર.

વિઠુ

જી, સાહેબ. (વાઝ ઊઠાવી ચાલ્યો જાય છે)

[જીતેન્દ્ર મનોરમાએ આણેલી કાગળની પેટીઓમાંથી એક ખોલી તેમાંથી ધોતિયું ને પહેરણ કાઢે છે. મોઢું કચવાવી ધોતિયું પેટે લટકાવે છે ને ખભે પહેરણ મૂકે છે ને આરસી સામે જુએ છે. પાછળથી મહેતાજી આવે છે ને ખાંસી ખાય છે]

જીતેન્દ્ર

મહેતાજી!

મહેતાજી

જી, ભાઈસાહેબ.

જીતેન્દ્ર

(ધ્યાનથી મહેતાજીના ધોતિયા તરફ જોઈને) તમે આખો દહાડો ધોતિયું પહેરી રાખો છો?

મહેતાજી

(આ વિચિત્ર પ્રશ્ન સાંભળી ગભરાઈને ડોળા ફાડી જોઈ રહે છે) હા, સાહેબ. બીજું શું ?

જીતેન્દ્ર

તમારું ધોતિયું નીકળી નથી જતું ?

મહેતાજી

(વધારે ચમકીને) ભાઈ સાહેબ, નીકળે શાનું ?

જીતેન્દ્ર

(શંકાથી જોયા કરે છે ને માથું હલાવે છે) રાતે પણ નથી નીકળી જતું ?

મહેતાજી

(શેઠ તરફ વિચિત્ર નજરે જુએ છે) ના સાહેબ.

જીતેન્દ્ર

ઉપર પટો પહેરતા હશો.

મહેતાજી

ના રે, ના, ભાઈસાહેબ. એની શી જરુર ?

જીતેન્દ્ર

મને જોવા દો. (મહેતાજી ગભરાઈને પહેરણ ઉંચું કરે છે. જીતેન્દ્ર ધ્યાનથી ઓટીઓ જુએ છે ને તેને ખેંચવા જાય છે)—આ કાન જેવું કેમ નીકળે ?

મહેતાજી

(બેબાકળો બની પેટ પર હાથ મૂકે છે કે રખે ધોતિયું સરકી જાય) ભાઈ-સાહેબ, ભાઈસાહેબ, આ શું કરો છો ? એ તો ઓટીઓ !

જીતેન્દ્ર

અરે ઊભા રહો. મહેતાજી, ગભરાઓ છો શાના? તમે તે કાંઈ દ્રૌપદી છો કે હું તમારાં ચીર ખેંચી કાઢું? ચાલો, આમ આવો. મને ધોતિયું પહેરતાં શીખવો. (મહેતાજી જોઈ રહે છે) જોયા શું કરો છો? લો આ ધોતિયું. (મહેતાજી પર ધોતિયું નાંખે છે)

મહેતાજી

પણ ભાઈસાહેબ, આ પાટલૂનની ઉપર?

જીતેન્દ્ર

હા. એ તો ટેવ પાડું છું. એટલી પણ ખબર નથી, હજામ માથું બોડતાં પહેલાં ભેંસ બોડવા માંડે છે?

[ મહેતાજી ધોતિયું જીતેન્દ્રને લપેટીને તેને પહેરતાં શીખવે છે ]

મહેતાજી

આમ, ભાઈસાહેબ, આમ નહીં. અરે, આમ રાખોને? પછી આ પાટલી હાથમાં રાખો. પછી આ કવળી વાળવાની. ભાઈસાહેબ, તમે કોઈ દહાડો ધોતિયું પહેરતાં શીખ્યા નથી?

જીતેન્દ્ર

અરે જવાદોને મહેતાજી, આ જમાનો જ ખરાબ આવ્યો છે. નાનપણથી પાયજામો–પાયજામો.

મહેતાજી

ભાઈસાહેબ, આ પાયજામો પહેરવાથી જ દેશનું નખ્ખોદ નીકળી ગયું.

જીતેન્દ્ર

અરે દેશનું નખ્ખોદ તો નીકળશે ત્યારે. હમણાં મારું તો નખ્ખોદ નીકળી રહ્યું છે.

[ જીતેન્દ્ર જેમતેમ કરી ઘોઘારાણા જેવું ધોતિયું પહેરે છે પણ તે સરી જાય છે ]

મહેતાજી, હવે મને સમજાય છે કે આપણે કેમ ગુલામ થઈ ગયા છીએ.

મહેતાજી

કેમ, ભાઈસાહેબ?

જીતેન્દ્ર

આપણી બધી શકિત ધોતિયાં પહેરવામાં જ વેડફાઈ જાય છે તેમાં. [ મોટરનું ભૂંગળું વાગે છે ] ઉર્વશીબાઈ આવ્યાં–ભાગો–ભાગો–મહેતાજી [ એકદમ ધોતિયું કાઢી કાગળની પેટીમાં મૂકી દે છે ] સાળી આ પાટલૂન જ કર્મે રહી. હુત્તારી– ( ટેનિસનો ફટકો મારવાનો ચાળો કરે છે )

[ મહેતાજી જાય છે. જીતેન્દ્ર તકતા આગળ જઈ પોતાનાં કપડાં ઠીક કરે છે. ઉર્વશી આવે છે. એ રૂપાળી ને તેજસ્વી યુવતી છે. એણે સાદી ખાદીનું લૂગડું છટાભેર પહેર્યું છે. એણે ઘરેણાં નામ માત્ર જ સજ્યાં છે. ગળામાં એક રૂદ્રાક્ષની માળા છે. વાળ ઘણી છટાથી સમાર્યા છે. આંખો ગંભીર ને હેતાળ છે. તે ગૌરવભરી આવે છે ]

જીતેન્દ્ર

( દોડતાં આગળ આવીને ) હુલ્લો ઉર્વશી, આવ–આવ !

[ ઉર્વશી આવતી આવતી નમસ્કાર કરે છે. પણ તેના મોઢા પર જરાક કચવાટ આવે છે ]

ઉર્વશી

જીતેન્દ્રભાઈ, મારાં અભિનંદન !

જીતેન્દ્ર

દિલગીર છું, ઉર્વશી. પણ પાછું સાળું "હલ્લો" બોલાઈ ગયું. બેસ.

ઉર્વશી

(મીઠાશથી) તમે ગમે તે બોલો તે મારે કાને તો મધુર જ લાગે છે, પણ 'હલ્લો', 'ચીયર્યો', 'ઓ.કે.' એ શબ્દો બોલવામાં જે બોથડપણું–ગ્રામ્યતા–રહેલી છે તે મને સાલે છે. બીજું કાંઈ નહીં.

જીતેન્દ્ર

જરા ચિન્તા નહીં કરવી. હું ધીમે ધીમે સંસ્કારી થતો જાઉં છું. જાણે તારો જ આત્મા મારામાં કેમ નહીં પેસી ગયો હોય!

ઉર્વશી

(ચાર તરફ ચકોરતાથી જુએ છે ને જીતેન્દ્રની સામે જોઈ હસે છે) આ બોલતાં કોણે શીખવ્યું? (નરોત્તમદાસની તપખીરની ડબ્બી ટેબલ પર રહી ગઈ હતી તેના પર એની નજર પડે છે) બાપાજી આવીને શીખવી ગયા લાગે છે!

જીતેન્દ્ર

(ખડખડ હસીને) કેમ જાણ્યું? હમણાં જ આવી ગયા.

ઉર્વશી

(હસીને) ને મને મનાવવાના રસ્તા શીખવી ગયા, નહીં? (નિસાસો નાંખીને) આપણે પરણતાં નથી તેથી એમનો જીવ બહુ દુઃખાય છે.

જીતેન્દ્ર

(હસીને) મને સલાહ આપી ગયા કે જૂઠું બોલ્યા વિના ઘરસંસાર સુખી થાય જ નહીં. એટલે આજે આપણે જુઠ્ઠાણાંના અખતરા શરુ કર્યા.

ઉર્વશી

(હસીને) એ સિદ્ધાન્ત પર તો બાપાજી બહુ ખુશ છે. પણ આજે ચાલીશ વર્ષ થયાં એમણે જે જે જુઠ્ઠાણાં કહ્યાં છે તે બધાં બા પારખી ગઈ છે.

જીતેન્દ્ર

ખરેખર? મને તો કહેતા હતા કે, 'Practice makes a man perfect!'

ઉર્વશી

અરે શું ધૂળ perfect? બાપાજી માને છે કે એમનાં જુઠ્ઠાણાં બા સાચાં માને છે; ને તેથી એ સુખી છે. અને બાપાજીનાં જુઠ્ઠાણાં પોતે સાચાં માને છે એમ બાપાજીને મનવી બા સુખી છે. એ તો બન્ને સંતાકૂકડીની રમત રમે છે.

જીતેન્દ્ર

(ટેનિસનો ફટકો લગાવી) ફાઈન! વેરી ફાઈન! તો ચાલની આપણે પણ સંતાકૂકડી રમીએ. હું ઠોકું, કે તારો સંસ્કારી આત્મા મારામાં આવી ગયો ને તું મને મનવ, કે એ વાત ખરી છે. સંતાકૂકડી એવી સરસ થશે કે પરણી પણ જવાશે ને આપણે સુખી પણ થઈશું. કેમ?

ઉર્વશી

(જરા હસીને) તમે ને હું સામાન્ય હોઈએ તો એમ ચાલે (પ્રશંસાભીની નજરે) પણ તમે તો બાહોશ, રસિક, પ્રતાપી છો. માત્ર તમારા આત્મા પર આ વિદેશી સંસ્કૃતિનો કાટ લાગ્યો છે. તે ઊતરે કે તમે અદ્ભુત થઈ જશો.

જીતેન્દ્ર

(કચવાઈને) શું કપાળ! અદ્ભુત થતાં થતાં તો મારે માથે ટાલ પડશે ને તું બોખી થઈ જશે ને પછી લૂલે પગે આપણે થથર ફફર ચાલવા માંડશું.

ઉર્વશી

(કચવાઈને) તમને મજાક કર્યા વિના ચાલતું જ નથી. આપણી એકતા અપૂર્વ થાય ત્યારે જ આપણે લગ્ન કરવાં–निवसिष्यसिमय्येव એ આપણો આદર્શ આપણે કેમ ભૂલીએ?

જીતેન્દ્ર

આદર્શોને તો કોઈ કોઈવાર મલિન કર્યે જ છૂટકો. ત્યાર વગર તેને સાફ કરી, ચકચકાટ કરવામાં મોજ કેમ આવે?

ઉર્વશી

ના. નહીં તો આપણું તાદાત્મ્ય, હર્ષદભાઈ ને મનોરમા જેવું સ્થૂળ થઈ જાય. જુઓને, હજી તમારે હૈયે આર્ય સંસ્કૃતિ નથી વસી. આ તંબૂરાના ગલેફ વગર તમને ચાલતું જ નથી. (પાટલૂન બતાવે છે)

જીતેન્દ્ર

(કંટાળીને) અરે ભાઈ, આજે જ ધોતિયાં મંગાવ્યાં છે ને પહેરવાનું શીખવા પણ માંડ્યું છે. થોડું પહેરતાં પણ આવડ્યું. પણ એના કાન આવડે તો ને?

ઉર્વશી

તમારા ખાતર મેં કાલે સ્લેક પહેરવા માંડી, (તિરસ્કારથી) પેલી કદરૂપી, નિર્લજ્જ, ભયંકર સ્લેક, ઓહ!

જીતેન્દ્ર

(અકળાઈને) ને તારે ખાતર હું કંઈ નથી કરતો, એમ? ટેનિસની ટુર્નામેન્ટ જોવાની છોડી પરમ દહાડે ભરતનાટ્ય જોવા ગયો થઈ–થક થન–તક ધા–(પહોળા પગ કરી ભરતનાટ્યનો ચાળો કરે છે)

ઉર્વશી

(અકળાઈને બેસી જાય છે) ને આજે હું છ મહિના થયાં ટેનિસ કૂટું છું તે નહીં?–'ફીફ્ટીન ફોર્ટી', 'થર્ટી ફોર્ટી'–ને પછી ડયુસ (માથે હાથ મૂકી) ઓરે! મારું માથું ભમે છે.

જીતેન્દ્ર

(જરાક ગુસ્સામાં) ને હું કેટલું સહું છું? પૈસાનો ગર્વ ભૂલી જાઓ–
–ગર્વ ભૂલી જાઓ. એટલે સવારે દાન ન કરતાં પેલું ભજન ભચેડું છું:

"હો મન લાગ્યો મેરો હાલ ફકીરીસે"

ફકીરી ગાતાં ગાતાં તો મોટર નીચે કૂતરું આવી ગયું હોય એવો હું લૂલોલચ થઈ ગયો છું. ખબર છે?

ઉર્વશી

(અકળાઈને) ને હું તમારે ખાતર Financial News, Eastern Economist ને Commerce વાંચું છું તે નહીં? મને તો એ છાપાં જોતાં પણ ઓકારી આવે છે. (જરાક ધ્રૂસકું લેતાં) એટલું જ નહીં પણ હું પુરુષોનાં હૃદય સમજવા શું શું વાંચુ છું તે તમને ખબર છે?

જીતેન્દ્ર

(નરમ પડી જઈ હાથ જોડે છે) અરે ઓ મારી મુરબ્બી! તું એકલું મારું હૃદય જ સમજની, કે આપણો બેડો પાર થઈ જાય.

ઉર્વશી

જ્યાં સુધી આપણા આત્મા એકમેકના ન થાય ત્યાં સુધી એકતા કેમ આવે?

જીતેન્દ્ર

તો ચાલ અમેરિકા. ત્યાં કોઈ તો અકકલના પહેલવાને આત્મા અદલબદલ કરવાનો રસ્તો શોધી જ કાઢ્યો હશે. અરે, શું કહું ઉર્વશી? આત્માની અદલબદલનો વિચાર કરીને કાલે હું ઊંઘી ગયો. પછી શું થયું તે ખબર છે?

ઉર્વશી

ના. શું થયું?

જીતેન્દ્ર

હું એકદમ જાગી ઊઠ્યો,–તો જાણે ડૉક્ટર પુરંદરેનું સુવાવડ-ખાનું. ખાટલા પર હું પડેલો–ને પાસે છોકરું! By God! મારું

પોતાનું-ભૂખું ડાંસ-ઊંઆં....ઊંઆં....કરતું. હું ચમકીને ઊઠ્યો-તો પાસે ઉશીકું જ પડેલું ! ( ખડ ખડ હસે છે )

ઉર્વશી

( સોફા પર બેસી જાય છે ને ગળગળી થઈ જાય છે ) જીતેન્દ્રભાઈ, તમને તો મજાક જ સૂઝે છે. પણ તમને ખબર નથી કે આપણો પ્રણય કેવો વિશુદ્ધ છે. તમને લાગે છે કે હું ગાંડી છું. પણ આપણા જોડા જેવું જોડું તો દેવોમાં પણ દુર્લભ છે. ( એની આંખમાં પાણી આવી જાય છે)

જીતેન્દ્ર

( સોફાની પીઠ પર બેસીને નીચો વળી વિનવે છે ) તેથી જ કહું છું કે પરણી નાંખ. દેવો છો ખાંડ ખાતા રહી જાય.

ઉર્વશી

( ધ્રુસ્કાં સાથે ) આપણો આત્મા એકબીજાનો થવો જોઈએ. મને ગમે છે તે તમને ગમવું જોઈએ. ( આંસુ લૂછે છે )

જીતેન્દ્ર

તો પરણી જા. બધું સ્રમે સૂતરે પાર ઊતરી જશે.

ઉર્વશી

ના. ના. મેં શપથ લીધા છે—

જીતેન્દ્ર

( આંખ ફાડી ) બાપરે !

ઉર્વશી

કે આપણા આત્માઓ એકબીજામાં વસે તો જ પરણવું.

જીતેન્દ્ર

(નિરાશાથી જોઈ રહે છે) ને ન થાય તો ?

ઉર્વશી

તો આપણે છીએ તેમ જ મરવું. આવતે ભવે પ્રભુ વધારે સંપૂર્ણ એક્તા આપશે.

જીતેન્દ્ર

ઓ મારા બાપ ! (જીતેન્દ્ર માથે હાથ મૂકી બેસી જાય છે. થોડી વાર ઉર્વશી બેસી રહે છે)

ઉર્વશી

જીતેન્દ્રભાઈ, તમે ઈશ્વરમાં માનો છો ?

જીતેન્દ્ર

(નિરાધારીથી) હું એક તને જ માનું છું. તું કહે કે ઈશ્વર છે, તો છે જ. તું કહે નથી,–તો બસ, નથી.

ઉર્વશી

જો સાચા હૃદયથી આપણે રાધારમણની ભેગી પ્રાર્થના કરીએ તો જરૂર આપણું ધાર્યું થાય.

જીતેન્દ્ર

( આંખો ફાડીને ચમકે છે ) રાધારમણ ? રાધારમણ કોણ? શ્રીકૃષ્ણ ?

ઉર્વશી

હા, કેમ શું છે?

જીતેન્દ્ર

( હાથ જોડી ) ઉર્વશી, એ દેવની તું પ્રાર્થના નહીં કરતી.

ઉર્વશી

શું થયું છે? ગાંડા થયા છો ?

જીતેન્દ્ર

( કરગરીને ) જો હું પગે લાગું. મારો આત્મા સોળ હજાર એકસો આઠ સ્ત્રીઓમાં વહેંચાઈ જાય તો !

ઉર્વશી

ઠીક. તો મહાદેવજીની પ્રાર્થના કરીએ. એમાં શું? પાર્વતીપરમેશ્વર તો એક ને અભેદ્ય.

જીતેન્દ્ર

હા એ ઠીક છે, ચાલશે !

ઉર્વશી

ચાલો, બીજા કોઈ પણ વિચાર વગર–એકાગ્ર ચિત્તે–આપણે પાર્વતીપરમેશ્વરની પ્રાર્થના કરીએ. [ બને મૂંગાંમૂંગાં હાથ ઝાલી બેસે છે ]

ઉર્વશી

ભોળાનાથ! અમારી પ્રાર્થના સાંભળો.

'હાથ ગ્રહો ત્રિપુરારિ, હમારો
હાથ ગ્રહો ત્રિપુરારિ.
પ્રાણ તણી અમ પાંખડી તલસે,
અભેદ વિણ દુ:ખિયારાં રે.
ઝંખી ઝંખી ચાતક સમ મરીએ,
તન્મયતાનાં રસિયાં રે;
અમર અમારી આશા હૈયે
આત્મા પરસ્પર દઈએ રે
પૂરો પ્રતિજ્ઞા, નાથ અનાથન,
દ્વન્દ્વ મટી લીન બનીએ રે.

[ અડધી મિનિટ બન્ને મૂંગાં બેસે છે. વિઠુ આવે છે ]

વિઠુ

શેઠજી! [ બન્નેને હાથમાં હાથ રાખી બેઠેલાં જોઈ, ચમકીને જીભ કાઢે છે બન્ને આંખ ઉઘાડે છે ]

ઉર્વશી

પ્રભુ આપણું સાંભળ્યા વિના નહીં રહે.

જીતેન્દ્ર

સાંભળે તો સારું. ( નિસાસો નાંખે છે ) કાય વિઠુ! હાય કાય? ઇકિડે એયાયચા સિવાય તૂલા દુસરા કામ નાહી કાય?

બિકુ

મોઠે બાવાજી આલે આહે. 'શિવાય', 'શિવાય', બોમ મારતાત. આણી સાંગતાતઃ 'શેઠલા સાંગા–ત્યાની મલા બોલવલા.' મી કાય કરું, શેઠજી?

[ જીતેન્દ્ર અને ઉર્વશી સામસામાં જુએ છે ]

ઉર્વશી

પ્રભુએ આપણી પ્રાર્થના સાંભળી.

જીતેન્દ્ર

( માથે હાથ દઈને ) લાગે છે એવું જ. બોલાવી લાવું. ( જીતેન્દ્ર ઊઠીને જાય છે )

ઉર્વશી

( ગાય છે. ) પૂરો પ્રતિજ્ઞા નાથ અનાથન,
દ્વન્દ્વ મટી લીન બનીએ રે.

[ જીતેન્દ્ર એક ધોળી દાઢીવાળા સાધુને માનથી લઈ આવે છે ]

ઉર્વશી

( ઊભી થઈને પગે લાગી ) મહારાજ, પધારો, બિરાજો.

સાધુ

નમ : શિવાય, નમ : શિવાય.

[ સાધુ ભોંય પર કમંડળ મૂકી સોફા પર પલાંઠી મારીને બેસે છે ]

સાધુ

વત્સ, બેટી, મેરી આશિષ. શતમ્ જીવશરદો.

જીતેન્દ્ર

બોલો મહારાજ, શી આજ્ઞા છે?

સાધુ

મેરી આજ્ઞા કેસી? મૈંતો યહાં રાસ્તેસે જા રહા થા; ભગવાન્ શંકરકી આજ્ઞા હુઈ, ઔર મૈં યહાં ચલા આયા. નમ: શિવાય, નમ: શિવાય.

ઉર્વશી

હું નહોતી કહેતી?

જીતેન્દ્ર

મહારાજ! ઉર્વશીની,–અમારી બન્નેની એક પ્રાર્થના છે.

સાધુ

ક્યા હૈ? ભગવાન શંકરકી કૃપા હોગી તો સબકુછ હો જાયગા.

જીતેન્દ્ર

(ઉર્વશીને) તું કહે!

ઉર્વશી

તમે જ કહોને!

જીતેન્દ્ર

અરે તું બરોબર કહેશે.

ઉર્વશી

(હાથ જોડી) મહારાજ, અમે પરણવા માગીએ છીએ.

સાધુ

બસ, તો લગ્ન કર લો. જૈસે ભગવાન શંકર ઔર માતા પાર્વતીકા હુઆથા ઐસા.

ઉર્વશી

અમે પ્રતિજ્ઞા લીધી છે કે અમારા આત્મા એકબીજામાં વસે પછી પરણવું.

સાધુ

બેટી, દોચાર વર્ષ એક ઔર દુસરેકી ભક્તિ કરલો. આત્મા એક દુસરેમેં આપસે બાસ કરેગા.

ઉર્વશી

અમારે તો લગ્ન પહેલાં એ જોઈએ.

સાધુ

બેટા! શંકર ભગવાનકી લીલા હૈ. જો કુછ હૈ વો હિ ઠીક હૈ.

જીતેન્દ્ર

ઉર્વશી, તો મહારાજ કહે છે તેમ કરીએ. ઠીક લાગે છે.

સાધુ

સુન બેટી! ભગવાન રામચંદ્રજીને એક બાર સીતામૈયાકો પ્રસન્ન કરનેકે લીયે સ્ત્રીવેશ પહના થા. સવેરે મુનિ વસિષ્ઠને કહા 'જો હૈ વહિ ઠીક.'

ઉર્વશી

ના, ના. એ તો જૂના જમાનાની વાત મહારાજ. અમારા પ્રાણ જાય પણ વચન ન જાય.

સાધુ

અચ્છા, તો જૈસી ભગવાન્ શંકરકી આજ્ઞા. (થોડી વાર પ્રાણાયામ કરે છે) અચ્છા બેટા! તીન ઘંટે તક યોગનિદ્રામેં સોના હોગા.

જીતેન્દ્ર

(ખાંસી ખાઈને) હા તૈયાર છીએ. ત્રણ કલાક શું, ત્રણ દિવસ સુધી.

સાધુ

અચ્છા બેટી. પણ લડકા કૈસા વેશ પહને તો તુમકો પસંદ આયગા?

ઉર્વશી

આપણો દેશી વેશ, ધોતિયું ને પહેરણ.

સાધુ

ઔર તુમકો ક્યા પહેરવેશ પસંદ હૈ—ઇસ લડકી કે (ઉર્વશી તરફ જોઈ) લીયે?

જીતેન્દ્ર

ખરું કહું?

સાધુ

સચ ન બોલોગે તો શિવજી કાયાપલટ કૈસે કરેંગે?

જીતેન્દ્ર

મને તો ઉર્વશી સ્લેક પહેરે તો ગમે.

સાધુ

અચ્છા, તો જાઓ. ઐસા વેશ પહન કર આઓ.

(જીતેન્દ્ર ને ઉર્વશી કાગળની પેટીમાંથી કપડાં લઈ બદલવા જાય છે)

શિવ, શિવ, શિવ! ક્યા જમાના હૈ? ન અર્ધનારીશ્વર હોનેકી ઉત્કંઠા હૈ. ન પાર્વતીપરમેશ્વરકી અભેદતા સિદ્ધ કરની હૈ. સ્ત્રી કો

પુરુષ બનના હૈ, પુરુષકો સ્ત્રી બનના હૈ. શિવ, શિવ, શિવ ! ક્યા કલયુગ હૈ ?

(ગાય છે)

મનોબુધ્ધ્યહંકારચિત્તાનિ નાહં.
ન ચ શ્રોત્રજીવ્હે ન ચ ઘ્રાણનેત્રે ।
ન ચ વ્યોમ ભૂમિર્ન તેજો ન વાયુ–
શ્ચિદાનંદરુપ: શિવોઽહમ્ શિવોઽહમ્ ॥
ન ચ પ્રાણ સંતો ન પંચાનિ વાં મે,
ન વા સત્ય ધાતુર્ન વા પંચ કોશ : ।
ન વાક્પાણી પાદો ન ચોપસ્થ પાયુ
શ્ચિદાનંદરુપઃ શિવોઽહમ્ શિવોઽહમ્ ॥
ન મે વ્દેષરાગૌ ન મે લોભમોહૌ
મદો નૈવ મે નૈવ મત્સર્યભાવ : ।
ન ધર્મો નઽર્થો ન કામો ન મોક્ષ
શ્ચિદાનંદરુપ: શિવોઽહમ્ શિવોઽહમ્ ॥
ન પુણ્યં ન પાપં ન સૌખ્યં ન દુ:ખં
ન મંત્રો ન તીર્થં ન વેદા ન યજ્ઞા : ।
અહં ભોજનં નૈવ ભોજ્યં ન ભોકતા
શ્ચિદાનંદરુપ: શિવોઽહમ્ શિવોઽહમ્ ॥
ન મે મૃત્યુ શંકા ન મે જાતિભેદ:
પિતા નૈવ મે નૈવ માતા ન જન્મ : ।
ન બન્ધુમિત્રં ગુરુર્નૈવ શિષ્ય
શ્ચિદાનંદરુપ: શિવોઽહમ્ શિવોઽહમ્ ॥
અહં નિર્વિકલ્પો નિરાકાર રુપો
વિભુર્વ્યાસ્ય સર્વત્ર સર્વેન્દ્રિયાણિ ।
સદા મે સમત્વં ન મુક્તિર્ન બંધ
શ્ચિદાનંદરુપ: શિવોઽહમ્ શિવોઽહમ્ ॥

[ જીતેન્દ્ર જેમ તેમ ડબુચા જેવું ધોતિયું ને પહેરણ પહેરીને આવે છે. ઉર્વશી ખમીસ ને સ્લેક પહેરી શરમાતી, ખંચાતી આવે છે ]

**અચ્છા, બેટા, તું ઈધર બૈઠ. બેટી, તું ઈધર બૈઠ જા.** ( બન્ને જણ સામસામાં ખુરશી પર બેસે છે ) **એક દુસરેકી સામને દેખો.** (થોડી વારે) **આંખેં બંધ કરો. નમ: શિવાય; નમ: શિવાય, નમ: શિવાય.** ( જીતેન્દ્ર ને ઉર્વશી ઝોકાં ખાઈ ખુરશી પર ઊંઘમાં પડી જાય છે ) **નમ: શિવાય નમ: શિવાય, નમ: શિવાય.** ( જીતેન્દ્રના કાનમાં કહે છે )

[ પડદો પડે છે ને બે મિનિટ પછી ઊપડે છે. ]

---

# અંક બીજો

## સ્થળ તે જ

[ જીતેન્દ્ર અને ઉર્વશી સોફા ઉપર પહેલાં હતાં તેમ જ પડેલાં દેખાય છે. ઉર્વશીમાં જીતેન્દ્રનો આત્મા પ્રવેશી ગયો છે. તે ધીમે રહીને ઊઠે છે, ચારે તરફ જુએ છે અને પોતાનું શરીર સામે પડેલું જોઈ તે સ્વપ્નું માનીને આંખો મીંચે છે અને માથું ધુણાવે છે. જીતેન્દ્રના આત્માવાળી ઉર્વશી આંખો ઉઘાડીને પોતાનું જ શરીર દૂર પડેલું જોઈ આંખોને ખૂબ ચોળે છે. તેને કાંઈ સમજણ પડતી નથી. પછી તેની નજર પોતાના હાથ પર પડે છે. તે તદ્દન અપરિચિત લાગવાથી જોયા કરે છે પછી એકદમ વાળ પર ને છાતી પર હાથ ફેરવે છે. અપરિચિતતાથી અજાયબ થાય છે, બેબાકળી બને છે, ઊભી થઈ જાય છે ને દોડતી તકતા તરફ જાય છે ને એકદમ ચીસ પાડે છે ]

**ઉર્વશી**

ઓ—ઓ—ઓ !

[અવાજ સ્ત્રીનો નીકળતો જોઈ તેને મરદનો કરવા જાય છે પણ તે સફળ થતી નથી. થોડાં ડગલાં ચાલે છે ને પછી ફસડાઈને બેસી પડે છે. માથે હાથ મૂકીને બૂમ મારે છે] મોકાણ ! હું તો બૈરી બની ગયો !

[જીતેન્દ્રમાં ઉર્વશીનો આત્મા પ્રવેશી ગયો છે. જીતેન્દ્ર ઉર્વશીના આત્મા સાથે એકદમ ઊઠે છે ને શરમાઈને ચારે તરફ જુએ છે. પછી છાતી પરનો છેડો સરખો કરવા જાય છે ને પહેરણ ને ધોતિયું જોઈ ચમકે છે. માથે હાથ મૂકે છે, પણ ત્યાં વાળ ન જણાવાથી ચકિત થાય છે. પછી ચારે તરફ જુએ છે.

ઉર્વશી એકદમ ઊઠીને બારણાં તરફ જાય છે. એની ચાલવાની ઢબ જીતેન્દ્રના જેવી થોડી થોડી થઈ છે. તે જાણે કાંઈ કચરતી હોય તેવાં ડગલાં ભરે છે, હાથ મરદની માફક હલાવે છે ને ગાંડા જેવી બૂમ મારે છે]

ઉર્વશી

વિઠુ—વિઠુ—વિઠુ ! (પોતાના ગળામાંથી સ્ત્રીનો અવાજ નીકળતો જોઈ ગળા પર હાથ મૂકે છે)

વિઠુ

શેઠસાહેબ ! હો, બાઈસાહેબ !

ઉર્વશી

(તોછડાઈથી) અરે બાઈસાહેબ ગયાં જહાન્નમમાં. પેલો બાવો ક્યાં ગયો ?

વિઠુ

(ઉર્વશીબાઈને આવી તોછડાઈથી બોલતાં જોઈ વિસ્મિત થાય છે) તે તો ગેલા—'નમ : શિવાય', 'નમ : શિવાય'

(સાધુના ચાળા પાડે છે)

ઉર્વશી

(બૂમ મારીને) યુ ઈડિયટ્! પહાતો કાય. પળ. ત્યાલા ધરુનૂ આણુ. ઓ ગૉડ! (બેસી જાય છે)

વિઠુ

[ડોળા ફાડી આ વિચિત્ર વર્તણુક જોયા કરે છે] બાઈસાહેબ, તો ગેલા.

ઉર્વશી

જા.

વિઠુ

કુઠે?—

ઉર્વશી

જહાન્નમમાં. ગેટઆઉટ! બાઈસાહેબવાળા! ગેટઆઉટ! (ઉર્વશી વિઠુને લાત મારવા જાય છે એટલે તે જતો રહે છે. ઉર્વશી માથે હાથ મૂકી બેસી જાય છે) બાઈ ગૉડ!

જીતેન્દ્ર

(જરા લચકાતી ચાલે આવે છે. ઉર્વશીને) જીતેન્દ્રભાઈ! આપણી કાયાપલટ થઈ ગઈ.

ઉર્વશી

(કપાળ કૂટી) ઉર્વશી! એવી કાંઈ મહોકાણુ મંડાઈ છે ખરી.

જીતેન્દ્ર

જીતેન્દ્રભાઈ! આમ શું બોલો છો? એ તો શંકર ભગવાને આપણી પ્રાર્થના સાંભળી. આપણા આત્માઓ એકબીજામાં આવી ગયા.

[થોડી થોડી વારે જીતેન્દ્ર છાતી પરનો છેડો ઠીક કરવા જાય છે. ને હાથ પાછો ખેંચી લે છે]

ઉર્વશી

આપણી પ્રાર્થના સાંભળવા સિવાય એ તારા શંકર ભગવાનને કાંઈ ધંધો હતો કે નહીં?

જીતેન્દ્ર

જીતેન્દ્રભાઈ! આ શું બોલો છો? આપણી પ્રણયતપશ્ચર્યા ફળી. હવે આપણે લગ્ન કરીશું.

ઉર્વશી

(જીતેન્દ્રની જૂની રીત પ્રમાણે કેડપર હાથ મૂકી પહોળા પગ કરી ઊભી રહે છે) હવે લગ્ન કરીશું! ગૂડ! વેરી ગૂડ! વેરી ફાઈન [તે હાથવતી સ્મૅશ કરવાનો ચાળો કરે છે ને પછી હાથ સામે જોઈ સ્તબ્ધ બની રહે છે ને ધીમે ધીમે કચવાટથી હાથ પાછો પાછો ખેંચી લે છે] ચાલો, ઉર્વશી (જીતેન્દ્રને સંબોધી) લગ્ન તો થશે–(ચમકીને) પણ હમણાં પેલો મેનેજર આવશે, હર્ષદ આવશે, મનોરમા આવશે. મને આમ જોઈને કહેશે શું?

જીતેન્દ્ર

ફિકર ના કરો, જીતેન્દ્રભાઈ! એ તો મને જ જીતેન્દ્રરાય સમજશે.

ઉર્વશી

(વિચારમાં પડી) એટલે તું ધંધો કરશે, કમાવા જશે, ટેનિસ રમશે ને હું ઘેર બેસી મોજ કરીશ. ફાઈન! વેરી ફાઈન! (પાછી ટેનિસનો ચાળો કરે છે ને આમથી તેમ ફલાંગ મારતી ફરે છે)

જીતેન્દ્ર

પણ જીતેન્દ્રભાઈ, મને નહીં આવડે તો તમારે મને શીખવવું પડશે.

ઉર્વશી

( જીતેન્દ્રને ખભે ધબ્બો મારીને ) આપણાથી કહેવાય એવું તો છે જ નહીં, જરાય નહીં. હવે તો તું મારો વર ને હું તારી વહુ. પેલું ગીત તું કોનું ગાતી હતી ? ( માથું ખંજવાળે છે ) પેલા કોઈ કવિનું, જેણે પરમેશ્વર પર પ્રોમીસરી નોટ....

જીતેન્દ્ર

પ્રોમીસરી નોટ !

ઉર્વશી

પ્રોમીસરી નોટ – એવું જ કાંઈ હતું ને ? આપણે આપણા ધરમને શું કરવાનું ?

જીતેન્દ્ર

અરે હુંડી. પ્રોમીસરી નોટ શું ? નરસિંહ મહેતા. 'આપણે આપણા ધર્મ સંભાળવા, કર્મનો મર્મ લેવો વિચારી.'

ઉર્વશી

That's right. આપણે આપણા ધર્મ સંભાળવા. મારો બૈરીનો ધર્મ છે. પેલા નરોત્તમકાકાને ભૂલ્યો—હવે મારા બાપાજી—તેને કહી આવું છું કે આપણાં લગન જલદી કરી નાંખે.

[ ઉર્વશીની નાની બહેન તિલોત્તમા કૂદતી કૂદતી આવે છે. તે નાનકડી, રૂપાળી ને હસમુખી છોકરી છે ]

તિલોત્તમા

મોટીબહેન, મોટીબહેન ! (આવે છે ને જીતેન્દ્ર અને ઉર્વશીનો પહેરવેશ જોઈ ચોંકી ઊઠે છે)

જીતેન્દ્ર

અલી, કેમ તિલુ !

તિલોત્તમા

(જીતેન્દ્ર આવી તિરસ્કારભરી રીતે બોલાવે છે તે જોઈ નાક્નું ટીચકું ચઢાવી તેના તરફ પૂંઠ ફેરવે છે) તમને કોણે બોલાવ્યા ?

ઉર્વશી

(હેતથી દોડી આવતાં) અરે મારી બેનડી, કેમ છે ?

[આવા હેતથી ને આવે નવે નામે ઉર્વશી તેને બોલાવે છે તે જોઈ પહેલાં તિલોત્તમા ડોળા ફાડીને જોઈ રહે છે. પછી મોટી બહેનને ફલાંગ ભરતી જોઈ તે તરફ જોઈ રહે છે]

તિલોત્તમા

મોટીબહેન, ચાલ. બાપાજી બોલાવે છે. એ બહુ ગુસ્સે થયા છે ને બા રડે છે.

જીતેન્દ્ર

(સ્ત્રીનો લટકો કરી) મારા લગ્નની વાત હશે.

તિલોત્તમા

(મિજાજથી) હું તમારી જોડે નથી બોલતી.

ઉર્વશી

એનાં, માઈ ડિયર, નરોત્તમકાકા—અરે બાપાજી—ને કહી દે આજે જ અમારાં લગન કરી નાખવાં છે. અહિંયાં જ બ્રાહ્મણને લઈ આવે.

જીતેન્દ્ર

જીતેન્દ્રભાઈ—I mean—ઉર્વશી! આટલી ઉતાવળ? આ યોગ્ય નથી થતું. (કરગરતે અવાજે બોલે છે. તિલોત્તમા જીતેન્દ્ર તરફ જોઈ રહે છે)

ઉર્વશી

જીતેન્દ્ર! હવે આ સહ્યું જતું નથી. (જીભ કાઢીને) તમે રહ્યા મરદની જાત. લોક ગમે તે બોલે તો આબરુ જાય મારી! સમજ્યા! ને મારાં માબાપથી તો જીવ્યું જોવાતું નથી. આજેને આજે જ લગ્ન કરી નાંખીએ.

તિલોત્તમા

(વિચિત્રતાથી ઉર્વશી તરફ જોઈ રહે છે) મોટીબેન, આટલે વર્ષે તને લાજઆબરુ સમજાઈ ખરી.

ઉર્વશી

(ઘણાં જ હેતથી) મારી તિલુડી, માઈ ડિયર, અરે હું તો રોજ 'હાય લાજઆબરુ'—'હાય લાજઆબરુ'—કરતો હતો—I mean—કરતી હતી.

તિલોત્તમા

તો આટલાં વર્ષ ફજેતો શું કામ કર્યો?

ઉર્વશી

મારી બહેન! તું હજી બાળક છે. એ તને ન સમજાય. તું જા ને બાપાજીને અને બાને બોલાવી લાવને! હું ચોપાટી પર જરા ચક્કર લગાવી આવું. (ટેનિસનો 'સ્મેશ' કરવાનો ચાળો કરે છે. તિલોત્તમા ડોળા ફાડી આ પરિવર્તન જોયા કરે છે ને ઓછું આવતું હોય તેમ સામે ઊભેલા જીતેન્દ્ર ને ઉર્વશી તરફ તે વારાફરતી જુએ છે) ચાલ, (ઉર્વશી હેતથી તિલોત્તમાને ખભે હાથ મૂકે છે ને)

બેન બેન બેનડી
તું મીઠી મારી શેલડી
તું દૂર થાય ઘેલડી
તો હાર્ટ થાય ફેલડિ—યર.

તિલોત્તમા

(સાશ્ચર્ય) આ સ્લેક્સમાં!

ઉર્વશી

એમાં શું? વેરી ફાઈન! (તિલોત્તમાને ઘસડી જાય છે)

જીતેન્દ્ર

જીતેન્દ્રભાઈ—સૉરી—

ઉર્વશી

આમ આવો. (ઉર્વશી પાછી આવે છે) ક્યાં જાઓ છો? હમણાં કોઈ આવશે તો હું કરીશ શું?

ઉર્વશી

તે તું જાણે. 'આપણે આપણા ધર્મ સંભાળવા.'

(જવા જાય છે)

જીતેન્દ્ર

અરે પણ તમે સાંભળો તો ખરાં.

ઉર્વશી

બૈરીને તમે કહેતાં લાજ નથી આવતી?

જીતેન્દ્ર

સૉરી! પણ પેલી બિલાડીનું તો મને મોઢું નથી ગમતું. એ તો મારી કટ્ટી દુશ્મન છે.

ઉર્વશી

કોણ, મારી તિલુબેનડી? અરે એ તો ડિયર છે (જવા જાય છે)

જીતેન્દ્ર

(ઉર્વશીને ખેંચીને જરા ગુસ્સાથી) પણ તેમાં તમે એની જોડે આટલાં નખરાં કેમ કરવા માંડ્યાં છે?

ઉર્વશી

(હસીને) એ તો મારી માની જણી બહેન. સમજ્યા મિસ્ટર!

બેન બેન બેનડી
તું મીઠી મારી શેલડી
તું દૂર જાય ઘેલડી
તો હાર્ટ થાય ફેલ્ડિ—યર

(હસતી, ફલાંગ મારતી ચાલી જાય છે)

[ ટેલિફોન વાગે છે. જીતેન્દ્ર લે છે ]

### જીતેન્દ્ર

હર્ષદ !....હર્ષદભાઈ....હા ! [ જીતેન્દ્રનો અવાજ સુંવાળો ને લચકાતો સંભળાય છે ] મારો અવાજ ? (ખૂંખારો કરે છે) ખૂં–ખૂં....ના કાંઈ નથી....ભગવાનદાસ....હા....શૅરો....હા. એનો જમાઈ....તેને ટાંચ (સમજાતું નથી) એટલે ટાંચ....ટાંચ....ઠીક ! ઠીક !....તમે અહિંયાં આવો....ના, ના. મને કાંઈ નથી થયું....હા. મનોરમા !....હાસ્તો, તમે આવો....મારાં ને જીતેન્દ્ર–સૉરી–ઉર્વશીનાં હમણાં લગ્ન થાય છે. થેંક્સ, થેંક્સ. (ટેલિફોન મૂકી દે છે ને ખુરસી પર બેસી જાય છે) આ ભગવાનદાસ કોણ ? આ શૅર શા ? ને જમાઈનું શું ? ટાંચ–ટાંચ– વિઠુ–(બોલાવે છે. બોલાવતાં અવાજ લચકાય છે) ઉ–ઉ—

[ વિઠુ આવે છે ]

### વિઠુ

જી, બાઈ સાહેબ ! (જીતેન્દ્રને જોઈ ચમકે છે) જી, શેઠજી !

### જીતેન્દ્ર

મહેતાજીલા બોલવ.

### વિઠુ

(શેઠનો અવાજ જોઈ ડોળા ફાડે છે.) જી, શેઠજી.

[ જીતેન્દ્ર ધોતિયાની પાટલી વગેરે બરાબર કરે છે. મહેતાજી આવે છે ને શેઠને ધોતિયું સરખી રીતે પહેરેલું જોઈ અજાયબ થાય છે ]

### મહેતાજી

ભાઈસાહેબ, બહુ ફક્કડ આવડી ગયું.

જીતેન્દ્ર

(જરાક મિજાજથી) શું કહેવા માંગો છો? [લચકાતો અવાજ ને પ્રશ્ન જોઈ મહેતાજી પાછો હઠે છે]

મહેતાજી

કાંઈ નહીં, કાંઈ નહીં, ભાઈસાહેબ.

જીતેન્દ્ર

મહેતાજી! આ ઘરમાં વિદેશી વસ્તુઓ કેટલી છે?

મહેતાજી

(ચકિત થઈ) સાહેબ, આપણે તો બધી અંગ્રેજી વસ્તુઓ રાખીએ છીએ. એ સ્વદેશી કચરો આપણે ત્યાં નહિ જોઈએ.

જીતેન્દ્ર

(ગુસ્સામાં) સ્વદેશી કચરો! બોલતાં શરમ નથી આવતી? (છાતી પર છેડો ઠીક કરવા જાય છે)

મહેતાજી

(ગાંડા જેવો જોયા કરે છે) સ્વદેશી કચરો!—

જીતેન્દ્ર

જુઓ મહેતાજી! આજે ને આજે આખા ઘરમાં બધી સ્વદેશી વસ્તુઓ ગોઠવી દો. નહીં તો હું આ ચાલી—I mean—આ ચાલ્યો.

મહેતાજી

(દિંગ થઈ જઈને) આ બધું ક્યાં નાખીશું?

જીતેન્દ્ર

દરિયામાં નાંખજો, નહીં તો એ બધાની હોળી કરજો.

મહેતાજી

સાહેબ, હું મારે ઘેર લઈ જાઉં તો?

જીતેન્દ્ર

ના. બધું વેચી દેજો ને જે પૈસા આવે તે તમે બક્ષિસમાં લેજો. થયું? પણ વિદેશી વસ્તુ વાપરશો નહીં.

મહેતાજી

(શેઠ ગાંડા હોય તેમ જોયા કરે છે) મહેરબાની, ભાઈસાહેબ, મહેરબાની.

જીતેન્દ્ર

ને હમણાં મારાં લગ્ન થાય છે. અહિંયાં વિદેશી હોય તે બધું ઊઠાવી જાઓ : તરત! ને સ્વદેશી ફર્નિચર ન હોય તો ગાદી-તકિયા ગોઠવી દો, ને પેલી નેપોલિયનની છબી લઈ જાઓ. મહાત્મા ગાંધીની છબી લઈને અહિંયાં મૂકી દો.

મહેતાજી

ભાઈસાહેબ! આપણે એમની છબી તો રાખતા નથી.

જીતેન્દ્ર

(કંટાળીને) આ તે ઘર છે કે વન?

મહેતાજી

ઉર્વશીબાઈની છબી લઈ આવું?

જીતેન્દ્ર

છી ! ઉર્વશીબાઈની છબીને મારે શું કરવી છે? મારે જોઈએ મહાત્મા ગાંધીની છબી. તમને કહું છું તે સંભાળાતું નથી? (કંટાળી સ્ત્રીની માફક માથે હાથ મૂકે છે. આ જોઈને ચકિત થયેલો મહેતાજી ચાલી જાય છે)

(મનોરમા હરખાતી હરખાતી આવે છે ને ભાઈને માથે હાથ મૂકીને બેઠેલો જોઈ પાસે જાય છે. આખો વખત પાછળ નોકરો ખુરશી ને સોફા ખસેડી ગાદીતકિયા ગોઠવે છે)

મનોરમા

ભાઈ, અભિનંદન. તમારાં લગ્ન થાય છે એ સાંભળી હું એવી ખુશ ખુશ થઈ ગઈ!

જીતેન્દ્ર

(ગરીબ થઈને) બહેન ! તું આવી તે એવું સારું થયું. આ ઘરમાં તો મહાત્મા ગાંધીની છબી પણ નથી!

[ મનોરમા ભાઈનો અવાજ ને વાત બન્ને સાંભળી ડોળા ફાડી જોયા કરે છે ]

મનોરમા

ભાઈ, શું થયું છે?

જીતેન્દ્ર

કાંઈ નહીં, કાંઈ નહીં. કેમ શું નવાજૂની છે?

મનોરમા

ભાઈ, અમારી નૃત્યશાળાનો મેળાવડો છે. મારે ટિકિટો ભરાવવાની છે. આ લગ્નની ખુશાલીમાં બે પચીસ પચીસની ટિકિટ લેશો?

જીતેન્દ્ર

(હસીને) ઓહો! તારી નૃત્યશાળા—ને તેનો વળી મેળાવડો! ઠીક!

મનોરમા

ભાઈ, હું જાણું છું કે હું નૃત્ય કરું છું તે તમને ગમતું નથી. પણ તમે બે ટિકિટો પણ ન લો તો હું મોઢું શું બતાવું?

જીતેન્દ્ર

(ચકિત થઈને) કોણ કહે છે કે તું નૃત્ય કરે છે તે મને નથી ગમતું? [ મનોરમા ચમકીને જોઈ રહે છે ] હું બે ટિકિટ લઉં તેથી શું વળે? જા, એક હજાર રૂપિયા હું તારી શાળાને ભેટ આપીશ.

મનોરમા

(ગાંડા જેવી, સમજવાને અશક્ત, જોઈ રહે છે) હજાર રૂપિયા!

જીતેન્દ્ર

વધારે જોઈએ છે?

મનોરમા

અરે ના, ના. બહુ થયા.

જીતેન્દ્ર

ને મને તું નૃત્ય શીખવશે?

મનોરમા

(મોઢું ફાડીને) તમને?—

[ હર્ષદ ને ભગવાનદાસ આવે છે ]

હર્ષદ

ભાઈ, આ ભગવાનદાસ આવ્યા.

જીતેન્દ્ર

(વિનયથી) ભગવાનદાસ શેઠ, પધારો. નમસ્તે, કેમ છો?

[ અવાજ ને નમ્રતા બન્ને જોઈ હર્ષદ અને ભગવાનદાસ ચકિત થઈ ચારે તરફ જુએ છે. હર્ષદની આંખો તો જીતેન્દ્રનો ચાળો જોઈ રહે છે. મનોરમા પાછળ ફૂલો ગોઠવે છે ]

ભગવાનદાસ

(કરગરીને) શેઠસાહેબ! આ શું કરી નાંખ્યું? મારા ઓવર-ડ્રાફ્ટની માગણી કરાવી, મારા જમાઈના ઘર પર ટાંચ મારી?

જીતેન્દ્ર

(ગૂંચવાઈ) ટાંચ—હા—ટાંચ—ને તેને વળી મારી—
[ હર્ષદ બાઘો બની જોઈ રહે છે ]

ભગવાનદાસ

શેઠસાહેબ! જોઈએ તો મારા નવસોએ નવસો શૅર લો; પણ મારી આબરુ બચાવો. (પાઘડી જીતેન્દ્રના પગ આગળ મૂકે છે ને હાથ જોડે છે) મારી છોકરીને સાત છોકરાં છે. તમે તેમને ઘરવગરનાં કરવા બેઠા છો.

જીતેન્દ્ર

હું શું કરવા એ બિચારાંને ઘર વગરનાં કરું?

હર્ષદ

(વચ્ચે પડીને) ભગવાનદાસ, ભાઈએ કહ્યું તેમ ચારસો શૅર અમને આપી દો.

જીતેન્દ્ર

મેં એવું કહ્યું ? ક્યારે કહ્યું ? ના. મારે એવો અન્યાય નથી કરવો, શેઠ ! તમારા શૅર તમે રાખો.

ભગવાનદાસ

( આંખો ફાડી જીતેન્દ્ર તરફ જોયા કરે છે ) પણ શેઠસાહેબ, મારો ઓવરડ્રાફ્ટ ?

જીતેન્દ્ર

હુર્ષદભાઈ !

હર્ષદ

( સ્તબ્ધ થઈ ) હુર્ષદભાઈ !

જીતેન્દ્ર

( મોઢે હાથ મૂકી ) I mean, હુર્ષદ, આપણે એમના ઓવરડ્રાફ્ટને કાંઈ નથી કરવું !

ભગવાનદાસ

( પગે લાગી ) ને ટાંચ—

જીતેન્દ્ર

( ગૂંચવાઈને ) ને ટાંચ ! ટાંચને મારી હોય તો–તો–એની માફી માગી આવ, હુર્ષદ.

ભગવાનદાસ

( ડોળા ફાડે છે. પણ લળીને ) એટલે ટાંચ કાઢી નંખાવો છો શેઠસાહેબ ?

જીતેન્દ્ર

( જાણે સમજી ગયો હોય તેમ )–હા–હા–હા. એ ટાંચને કાઢીને નાંખી દો.

હર્ષદ

ભાઈ, આ શું કરો છો ?

જીતેન્દ્ર

( દૃઢતાથી ) બસ, હું કહી ચૂકી–સૉરી–કહી ચૂક્યો. મારે અન્યાયની એક કોડી નહીં જોઈએ. જાઓ ! ભગવાનદાસ શેઠ, તમારો વાળ વાંકો નહીં થાય.

[ મહેતાજી એક બાજુથી મહાત્મા ગાંધીની છબી લાવી ટોકવા લાગે છે. ઉર્વશી લાંબી છલંગ ભરતી આવે છે. તેની પાછળ તિલોત્તમા આવે છે ]

ઉર્વશી

હલ્લો, હર્ષદ, મનુ, મને અભિનંદન આપો. હું પરણવાની છું.
[ એની ચાલવાની રીત, અવાજ ને ટેનિસનો ચાળો જોઈ હર્ષદ ને મનોરમા ચમકે છે ]

મનોરમા

ઉર્વશીબહેન ! અભિનંદન, અભિનંદન ! ( કાનમાં ) ને ભાઈએ હજાર રૂપિયા નૃત્યશાળામાં આપ્યા.

ઉર્વશી

કેમ ? ( બોલીને અચકાય છે. મનોરમા બેભાન જેવી જોયા કરે છે )– સૉરી–ફાઇન–વેરી ફાઇન.

હર્ષદ

ઉર્વશીબહેન ! અભિનંદન, અભિનંદન !

ઉર્વશી

હર્ષદ ! આખરે–I mean, હર્ષદભાઈ–

[ હર્ષદ બાઘા જેવો જોઈ રહે છે. મોટરનું ભૂંગળું સંભળાય છે ]–આ પેલો કેમ આવ્યો છે? એને ( ભગવાનદાસ તરફ જોઈ ને ) કાઢી મૂક !

હર્ષદ

હમણાં ભાઈ એ એને બધું જ આપી દીધું.

ઉર્વશી

( ભૂભ્રંગ કરીને ) બાઈ ગૉડ !

હર્ષદ

( જાણે જીતેન્દ્રનો અવાજ સંભળાતો હોય તેમ ચમકીને ) શું ?

ઉર્વશી

કાંઈ નહીં. કાંઈ નહીં. તમારા ભાઈ જે કરે તે ખરું જ કરે.

[ નરોત્તમદાસ, ગંગાબહેન ને બ્રાહ્મણ આવે છે ]

ઉર્વશી

( ફલાંગ ભરતી, હાથ લંબાવી આગળ આવે છે ) હલ્લો બાપાજી !– ગંગાબહેન !–I mean બા !

નરોત્તમદાસ

( ઉર્વશીએ લંબાવેલો હાથ જાણે ન જોતા હોય તેમ, અને સખ્તાઈથી ) તું આખરે કબૂલ થઈ ખરી ! ( જીતેન્દ્ર પાસે જાય છે ) મારાં અભિનંદન ! આખરે મારો કીમિયો તમને ખપ લાગ્યો ખરો !

જીતેન્દ્ર

બાપાજી, ( નરોત્તમદાસ ચમકે છે ) I mean – નરોત્તમદાસ – I mean, નરોત્તમકાકા,

નરોત્તમદાસ

( ચકિત થઈને ) શું થયું છે?

જીતેન્દ્ર

( તિરસ્કારથી ) જુઠ્ઠાણાં પર મારે ઘરસંસાર રચવો નથી.

નરોત્તમદાસ

( જરા ગુસ્સે થઈ ) એટલે—

જીતેન્દ્ર

અને તમે પણ જુઠ્ઠાણાં પર સંસાર રચી શક્યા નથી, સમજ્યા! તમારાં બધાં જુઠ્ઠાણાં બા જાણે છે – I mean, ગંગાબહેન–

[ નરોત્તમદાસ ડોળા ફાડીને જોયા કરે છે ]

ઉર્વશી

બા, ( ગંગાબહેનનો વાંસો થાબડે છે. તે ગભરાઈને ટટાર થઈ જાય છે ) હવે આ બામણાને કહેની કે જલદી કરે. ( બ્રાહ્મણને ) મહારાજ, જલદી કરો. ( બ્રાહ્મણને એક ધબ્બો લગાવે છે )

ગંગાબહેન

ઉર્વશી! ગાંડી થઈ ગઈ છે? જરા જીભને સંયમમાં તો રાખ.

તિલોત્તમા

બા! અત્યારે પણ તને મોટીબેનને વઢચા વગર ચાલતું નથી? એનું નામ લગ્નઘેલછા!

ઉર્વશી

થેંક્યુ, માઈ ડિયર! બા! તું બહુ નાનપણમાં પરણી હતી એટલે એ લગ્નઘેલછા ભૂલી ગઈ. બાળલગ્નનો આ એક ગેરફાયદો.
[ તિલોત્તમાને ખભે હાથ મૂકે છે. ગંગાબહેન આ બહેનોની એકતા જોઈ ચકિત બની જોઈ રહે છે ]

ગંગાબહેન

આ બન્નેને આજે થયું છે શું?

જીતેન્દ્ર

( અધિરાઈથી ) અરે, એ તિલોત્તમા!

તિલોત્તમા

[ મિજાજમાં બીજી તરફ જોઈ રહે છે ]

મનોરમા

કેમ, અલી! મારા ભાઈનું સાંભળતી નથી? અપમાન કરે છે?

ઉર્વશી

મનુ, તું વચ્ચે બોલ નહીં. તું તારે નાચ્યા કર, સમજી!

નરોત્તમદાસ

( હર્ષદને ) આ બધું મને કાંઈ સમજાતું નથી, હર્ષદરાય!

હર્ષદ

( નરોત્તમદાસને ) મને સમજ પડતી હોય તો પાછી લેજો?

નરોત્તમદાસ

અરે, એ પરણી જાય એટલે હું તો સોમ નાહ્યો!

ઉર્વશી

કેમ મહારાજ! તૈયારી થઈ કે નહીં?

બ્રાહ્મણ

હું તો ક્યારનો તૈયાર છું બાઈ, આ તમારો લેંઘો કાઢો એટલી વાર છે.

ઉર્વશી

( કેડે હાથ મૂકીને પહોળા પગ કરી) મહારાજ ! જબાન સંભાળીને વાત કરો. લગ્નને લેંઘા સાથે શી લેવાદેવા?

બ્રાહ્મણ

( ગુસ્સામાં ) તો પરણો તમારી મેળે. હું લેંઘાવાળી કન્યાનાં લગ્ન નહીં કરાવું, સમજ્યા ?

ઉર્વશી

મહારાજ, બેસો બેસો. હવે તો બધી જ ગુજરાતી છોકરીઓએ લેંઘા પહેરવા માંડ્યા છે.

બ્રાહ્મણ

( વધારે ગુસ્સે થઈ ઊભો થઈ જાય છે. ) જોઈએ તે પહેરે—ને જોઈએ તો ન પહેરે. પણ હું એવો ભ્રષ્ટાચાર નથી સહેવાનો.

[ બ્રાહ્મણ જતો રહેવા જાય છે. નરોત્તમદાસ પાછળ દોડે છે ને તેનો હાથ પકડે છે ]

નરોત્તમદાસ

મહારાજ ! મહારાજ ! ક્યાં જાઓ છો ?

ગંગાબહેન

( મનોરમાને ) મનોરમા ! આ ઉર્વશીને આજે થયું શું છે ?

મનોરમા

( મિજાજમાં ) માફ કરો ગંગાબહેન, પણ કાંઈ પીધું હોય એમ લાગે છે..

તિલોત્તમા

( મનોરમાને, ગુસ્સાથી ) મારી બહેન પીધેલી ! તમે મોટાં તો તમારે ઘેર રહ્યાં; હું આ ચાલી. ( ચાલી જવા જાય છે )

ગંગાબહેન

તિલુ ! તું વળી બેસની. મોઈ, તું તારા ભાગનું નાટક શું કરે છે ?

તિલોત્તમા

મોટી બેન કહે છે તે તદ્દન ખરું છે.

જીતેન્દ્ર

( ઉર્વશી પાસે જઈને ) ઉર્વશી, ઉર્વશી, મહારાજ કહે છે તે ખરું કહે છે. સ્લોકમાં તે કોઈ પરણતું હશે ? મને પણ ખરાબ લાગે છે.

ઉર્વશી

(જીતેન્દ્રના કાનમાં) અરે! પણ મને લૂગડું પહેરતાં આવડતું નથી. પહેરું કેમ કરીને?

જીતેન્દ્ર

(નિસાસો નાંખીને) ઓ પ્રભુ! ઠીક. રસ્તો કાઢું છું. (બ્રાહ્મણ પાસે જઈને) મહારાજ, તમારી વાત ખરી છે. શાસ્ત્ર પ્રમાણે આ સ્લેક તો ન જ ચાલે.

બ્રાહ્મણ

અરે શેઠજી! લોકોનાં લગન કરાવતાં અમારી સો પેઢી થઈ ગઈ! પણ આ પાટલૂન પહેરીને પરણવા તો આ પહેલાં જ બાઈ-સાહેબ તૈયાર થઈ ગયાં છે.

નરોત્તમદાસ

(સમજાવવાનો પ્રયત્ન કરે છે) અરે મહારાજ, જવા દો ને. સારું છે કે આટલેથી જ આ છોકરીઓ અટકે છે. કાલે તો કોણ જાણે શુંયે કરશે!

જીતેન્દ્ર

(બ્રાહ્મણને સમજાવતાં) પેલી પંજાબી સલવાર ચાલશે? હવે એ તો બધાં પહેરે છે. ગાંધીજીએ પણ અનુમતિ આપી છે.

બ્રાહ્મણ

મેં એક વખત કહ્યું, ને ફરી કહું છું, લેંઘાવાળી કન્યાને લગન કરાવું તો મારા જનોઈના સમ! (જવા માંડે છે)

### જીતેન્દ્ર

(નિસાસો નાંખી) તો ઉર્વશી ! તિલોત્તમાને લઈજા અને પેલી કાગળની પેટીમાં તારું લૂગડું છે તે પહેરી આવ. આપણે આર્યસંસ્કાર બગાડવા નથી.

### ઉર્વશી

(તિલોત્તમાની સામે જોઈ હસે છે) મારી બેનડી જોડે? ફાઈન ! વેરી ફાઈન ! તિલુ, ચાલ, ડિયર (ઉર્વશી ને તિલોત્તમા લૂગડું લઈ જાય છે)

### જીતેન્દ્ર

મહારાજ ! તમે આ ચોરી બરાબર નથી બનાવી. ગૃહ્યસૂત્રમાં તો આ પ્રમાણે કરવાની કહી છે.

### હર્ષદ

(માથે હાથ મૂકી ગાદી પર બેસી જાય છે) ઓ પ્રભુ ! આ ભાઈ તો પડ પડ પડ ગૃહ્યસૂત્ર બોલે છે. (રૂમાલ વતી પવન ખાય છે)

### જીતેન્દ્ર

સરવો આ પ્રમાણે જોઈએ.

### બ્રાહ્મણ

આપની વાત યથાસ્થિત છે, રાજા. (બન્ને જણ બધું ગોઠવે છે)

### મનોરમા

(હર્ષદને) શું થયું છે ?

હર્ષદ

મનુ, અરે આ તારો ભાઈ જ ન્હોય! એ કયે બાપ જન્મારે સંસ્કૃત ભણવા ગયેલો કે ગૃહ્યસૂત્ર બોલે છે? ( માથે હાથ દે છે )

મનોરમા

આવું શું બોલો છો? એ તો પરાપૂર્વના સંસ્કાર હોય તો વખત આવે પ્રગટે!

હર્ષદ

અરે શું કપાળ પ્રગટે! સવારે તો કહે 'સર્વસ્ય ચાહમ્ હૃદિ સન્નિવિષ્ટો'–એટલે બધાના હૃદયમાં ચહા બની ઈશ્વર બેઠા છે એવું બાફતા'તા—ને અત્યારે ગૃહ્યસૂત્ર! ભગવાન!

[ ઉર્વશી જેમતેમ અસ્તવ્યસ્ત લૂગડું પહેરીને ફલાંગ મારતી આવે છે. આવતાં તેનો છેડો ખસી જાય છે. તેની દરકાર કર્યા વગર તે પાટલા ઉપર બેસે છે. બધાં સ્તબ્ધ થઈ જોયા કરે છે ]

ઉર્વશી

( ચપટી વગાડી ) ચલાવો મહારાજ! જલદી કરો.

[ જીતેન્દ્ર સામેના પાટલા પર ગોઠવાઈ જાય છે. અને ખંચાઈને સ્ત્રીની માફક લૂગડું સંકોરવાનો ચાળો કરી બેસે છે. બ્રાહ્મણ મંત્ર ભણવા લાગે છે ]

ઉર્વશી

હરી અપ ( Hurry up )!

બ્રાહ્મણ

ભાઈ, બહેનનો હાથ ઝાલો.

ઉર્વશી

એ જરા શરમાય છે. Come along! (જીતેન્દ્રનો હાથ પકડે છે)

[બ્રાહ્મણ બબડ્યો જાય છે. નરોત્તમદાસ ડોળા ફાડી ઉર્વશી તરફ જોયા કરે છે]

બ્રાહ્મણ

ઊભાં થાઓ. આગળ શેઠસાહેબ. તમે પાછળ, બાઇસાહેબ—

[જીતેન્દ્ર ઊભો થઈ ઉર્વશીને હાથ આપે છે. ઉર્વશી ઊઠવાની આંગળી વતી આનાકાની કરે છે]

બ્રાહ્મણ

(સખ્તાઈથી) બાઈ! એમ ન ચાલે. સપ્તપદી વગર લગ્ન નહીં કહેવાય. ઊઠો.

ઉર્વશી

બાઈ ગૉડ! [તે ઊભી થવા જાય છે અને કેડેથી લૂગડું એક તરફ સરી પડે છે. તેને ઉર્વશી બે હાથે પકડીને સપ્તપદી ફરવા લાગે છે. બધાં જોયાં કરે છે]

નરોત્તમદાસ<br>હર્ષદ<br>ગંગાબહેન } ઓ–ઓ–ઓ!

[પડદો પડે છે]

# અંક ત્રીજો

[સમય અઢી મહિના પછીનો. તે જ દીવાનખાનું. હવે એ શુદ્ધ સ્વદેશી થઈ ગયું છે. એમાં કાશ્મીરી ફર્નિચર છે અને ગાદીતકિયાની બેઠક પણ પાટ પર છે. ગાંધીજીની છબી ભીંત પર ટિંગાવવામાં આવી છે.

હર્ષદ અને ડૉકટર મોહનલાલ આવે છે. ડૉકટર મોહનલાલ આધેડ વયના, ગંભીર ડૉકટર છે. તેને ડોકું ધુણાવી 'યસ' કહેવાની ટેવ છે ]

**હર્ષદ**

ડૉકટર સાહેબ, મને તો કાંઈ સમજાતું નથી. ભાઈ તો ડાહ્યાએ નથી ને ગાંડાએ નથી. પણ કદી ન ધારેલું કહે છે ને ન કલ્પેલું કરે છે.

**ડૉકટર**

યસ, યસ. એ બધું અમે સાઈકીએટ્રીસ્ટ જાણીએ છીએ. અમારાથી કાંઈ છૂપું રહે જ નહીં.

હર્ષદ

પેલા ભગવાનદાસને ન્યાલ કર્યો. હવે કહે છે કે નફો ઘટાડી નાંખો. મિલમજૂરનાં બૈરાંછોકરાં ભૂખે મરે છે.

ડૉક્ટર

યસ! યસ! મિલના માલિકો, મજૂરોનાં બૈરાંછોકરાંની ચિન્તા કરે તો તમારે જાણી લેવું કે બાળપણમાં તેમને તેમનાં માબાપોએ ખૂબ માર્યાં હશે. એ કૉમ્પ્લેક્સ ઘણો જાણીતો છે.

હર્ષદ

શું ધૂળ જાણીતો છે? ડૉકટર, નાનપણમાં તો ભાઈને કોઈએ આંગળીએ અડકાડી નથી. પણ આ તો ગંભીર મામલો છે. (ધીમેથી) એકદમ જાણે બૈરી હોય એમ વર્તે છે.

ડૉક્ટર

યસ! યસ! એનું નામ Sex-inhibition. લિંગવૃત્તિના અવરોધથી એવું થાય છે.

હર્ષદ

કમાણી કરવા કરતાં પૈસાની કસર કરવાનું કહ્યા કરે છે.

ડૉક્ટર

એ સ્ત્રીસ્વભાવ ખરો.

હર્ષદ

તકતા આગળ ઊભા રહી મોઢું જોયા કરે છે ને વાળ સમાર્યા કરે છે.

ડૉક્ટર

એ કાંઈ સ્ત્રીવૃતિ ન કહેવાય. એ તો આજના બધા કૉલેજના છોકરા કરે છે.

હર્ષદ

અરે નાચે છે!

ડૉક્ટર

એમાં તો આજે માણસાઈ આવી ગઈ છે. એટલી ખબર નથી?

હર્ષદ

અરે ડૉક્ટર! હમેશાં છાતી પરનું લૂગડું સમારતા હોય તેવો ચાળો કર્યા કરે છે.

ડૉક્ટર

યસ! યસ! એ જરા જોવું પડશે. હું બહેચરામાતા ગયો હતો ત્યાં એવાં દૃષ્ટાંતો મે જોયાં હતાં.

હર્ષદ

ડૉક્ટર, તમે અહિંયાં આ પડદા પાછળ બેસીને જુઓ. પછી હું તમને ભાઈને મેળવી આપીશ. આવો ફેરફાર તો મેં કદી કોઈ માણસમાં જોયો જ નથી [ મોટરનું ભૂંગળું વાગે છે ] લો, ભાઈ આવ્યા. હું અંદર બેસું છું. હમણાં ભગવાનદાસ આવશે તેને લઈને આવીશ.

ડૉક્ટર

યસ, યસ. ( પડદા પાછળ જઈને બેસે છે. હર્ષદ જાય છે. ડૉક્ટર નોટબૂક ને પેન્સિલ કાઢી લખવાની તૈયારી કરે છે )

જીતેન્દ્ર

[ લચકાતે અવાજે ગાતો ગાતો અંદર આવે છે. તેણે ધોતિયું ને પહેરણ પહેર્યાં છે. ને વાળ જરા વધારે લાંબા રાખ્યા છે. તે એણે સારી રીતે ઓળ્યા છે]

શામળિયાજી, કરજો મારી વાર રે
વહાલા ગરુડે ચઢીને વહેલા આવજો જી !

[ તે આરસી આગળ ઊભો ઊભો વાળ સમારે છે. પહેરણ ઠીક કરે છે અને ધોતિયાના સળ બરોબર ગોઠવે છે. અવારનવાર છાતી પરનો છેડો ગોઠવવાનો કે કે પાછળથી છેડો ઠેકાણે રાખવાનો ચાળો એને સ્વાભાવિક લાગે છે. પછી એ ફર્નિચર જરા જરા ખસેડી તેના પર ઉશિકાં બરોબર ગોઠવે છે ]

હર્ષદ

ભાઈ, ભગવાનદાસ આવ્યા.

જીતેન્દ્ર

આવો, પધારો, નમસ્તે. [ ભગવાનદાસ હસતા હસતા આવે છે ને રોફથી બેસે છે. હવે પહેલાંની જેમ તે ગરવાયેલા નથી દેખાતા ] બોલો.

હર્ષદ

ભાઈ! કાલે મિલના શેરહોલ્ડર્સની મિટિંગ છે. હવે છેવટનો નિર્ણય કરી દો.

ભગવાનદાસ

ભાઈ, જુઓની, હું સાફ વાત કરું.

જીતેન્દ્ર

હા, નિખાલસપણે કહી નાંખો. સત્યવક્તા સુખી ભવેત્.

**ભગવાનદાસ**

( જરા રોફથી ) જુઓ, મારી પાસે તમારાથી વધારે શૅર છે. મને મેનેજીંગ એજન્સીમાં અડધો ભાગ આપવો પડશે ને હું તો સાચાબોલો છું. જો નહીં આપો તો પછી કાલે મિટિંગમાં બન્ને ડિરેક્ટરો મારા ચુંટાઈને આવશે ને મેનેજીંગ એજન્સી કાઢી નાખવાનો અમે ઠરાવ કરીશું.

**હર્ષદ**

( ગુસ્સામાં ) આટલાં વર્ષ મોટા શેઠે ને ભાઈએ મહેરબાની કરી, તેનો આ શિરપાવ કે ? આમ બોલતાં શરમ નથી આવતી ?

**ભગવાનદાસ**

( નફટાઈથી ) હર્ષદભાઈ, બીઝીનેસ ઈઝ બીઝીનેસ. ( Business is business ) મેં પણ પૈસા નાંખ્યા છે, કાંકરા નથી નાંખ્યા. સમજ્યા ?

**હર્ષદ**

તમે દલાલી કરતા હતા ત્યાંથી આટલે સુધી અમારે લીધે આવ્યા, એ બધું ભૂલી ગયા !

**જીતેન્દ્ર**

હર્ષદ !—હર્ષદ ! [ ઉર્વશી સિસોટી વગાડતી હાથમાં રૅકેટ લઈને આવે છે. રૅકેટ ને ગળપટો સોફા પર નાંખે છે ને પગ પહોળા કરી તેના પર પડે છે. તેનું મોઢું જરા પુરુષ જેવુ થવા લાગ્યું છે. ]–કોઈના પર ઉપકાર કર્યા હોય તેનું એને સ્મરણ નહીં કરાવવું. ઠીક, ભગવાનદાસ, તમને હું અડધો ભાગ આપીશ.

ભગવાનદાસ

તો પછી મને કાંઈ વાંધો નથી. બીઝીનેસ ઇઝ બીઝીનેસ.

ઉર્વશી

( ગુસ્સામાં ભગવાનદાસ તરફ જુએ છે ) શી !—શી ! ( આંગળી વતી જીતેન્દ્રનું ધ્યાન ખેંચે છે ને હાથવતી નહીં કબૂલ કરવાનું સૂચવે છે. જીતેન્દ્ર હાથ વતી તેને ધીરજ રાખવાનું સૂચવે છે ) હર્ષદભાઈ! આ શું કરો છો ?

જીતેન્દ્ર

( ઉર્વશીના નકારને અવગણીને ) એની પાસે શૅર છે, એની પાસે વધુમતી' છે. ભલે લઈ જતો. આપને....

ઉર્વશી

શી–શી ! ( હાથ વતી ના કહે છે )

જીતેન્દ્ર

જુઓ. ( ઉર્વશીને સંભળાવવા ) હર્ષદ ! હું જાણું છું કે તને આ પસંદ નથી પણ મેં તો નિર્ણય કર્યો છે.

'આપણે આપના ધર્મ સંભાળવા.
કર્મનો મર્મ લેવો વિચારી'

નરસિંહ મહેતા કહી ગયા હતા.

હર્ષદ

( ડોકટર તરફ આંખ મારી ) ભાઈ! આ ધર્મ સંભાળવાનું તમે નવું શીખ્યા છો.

જીતેન્દ્ર

જે ધર્મને રક્ષે તેને જ ધર્મ રક્ષે, ખબર છે? સૉલિસિટરને કહો કે કરારનામું કરાવી કાલે સહી લઈ જાય.

ભગવાનદાસ

વ્યાજબી છે, શેઠ. હું કાલે ચાર વાગે આવીશ. હર્ષદરાય, બધું તૈયાર રાખજો. સાહેબજી. ( જાય છે )

હર્ષદ

ભાઈ! આ શું કર્યું? આપણું નખ્ખોદ નીકળી ગયું.

ઉર્વશી

( દાંત કચકચાવી ) આટલાં વર્ષની મારી મહેનતને ઘાણ કાઢી નાંખ્યો.

જીતેન્દ્ર

( આરસી આગળ જઈ વાળ સમારે છે ને ઉર્વશી તરફ જોઈ બડબડે છે ) મેં શું કહ્યું?—

આપણે આપણા ધર્મ સંભાળવા,
કર્મને મર્મ લેવો વિચારી.

ઉર્વશી

( હોઠ કરડી ) ઑલરાઈટ, ઑલરાઈટ. ( રૅકેટ લઈને ધબધબ ચાલી જાય છે )

હર્ષદ

ઠીક, જેવી તમારી મરજી. બધું તારાજ થાય ત્યારે મને દોષ નહીં દેશો. (નિસાસો નાંખી ચાલી જવા જાય છે) હું જાઉં છું.

જીતેન્દ્ર

હર્ષદ! કાલે ડિરેક્ટર્સની મિટિંગ રાખવી છે. હોં! આપણી મિલના નફામાંથી પોણો ભાગ મજૂરોની સ્ત્રીઓ ને છોકરાંઓનાં દુ:ખ નિવારવા ખર્ચવાનો છે.

હર્ષદ

(અકળાઈને) તમે તો ભૂખે જ મરવાનો રસ્તો શોધ્યા કરો છો.

જીતેન્દ્ર

ભૂખે તો એ બાપડાં મરે છે.

હર્ષદ

ઠીક! (જાય છે)

[જીતેન્દ્ર એક ખાનામાંથી ઝાંઝર કાઢે છે અને પગે પહેરે છે. ડાકટર ચપચપ નોંધ લે છે]

જીતેન્દ્ર

(ટેલિફોનમાં) મનોરમા....તું આવતી નથી?....હા....તો જલદી આવ..... (ટેલિફોન મૂકી દે છે ને પછી નૃત્યના પાઠ આરસી સામે જોઈ કરે છે. મનોરમા આવે છે)

મનોરમા

ભાઈ! હું દિલગીર છું કે હું મોડી પડી. ચાલો. (જીતેન્દ્ર નૃત્ય કરવા તૈયાર થાય છે) જુઓ, આમ હાથ રાખો. એક–બે–ત્રણ.

(મનોરમા તાળી પાડે છે. જીતેન્દ્ર પગલાં લેવા જાય છે. પણ કઢંગાં પગલાં ભરે છે) ભાઈ, આમ શું કરો છો? ફરીથી. એક–બે–ત્રણ (જીતેન્દ્ર પગલાં લે છે) પાછું બગાડયું.

જીતેન્દ્ર

કોણ જાણે શું થયું છે? હું સીધું પગલું લેવા જાઉં છું પણ મારાં અંગ વાંકાં થઈ ગયાં છે, ઊંટ જેવાં–સીધાં થતાં જ નથી ફરીથી!

મનોરમા

એક–બે–ત્રણ

[થોડી વાર બન્ને નૃત્ય કરે છે. પણ જીતેન્દ્રનું શરીર વળતું નથી અને એ કઢંગા જ ચાળા કરે છે]

ડૉક્ટર

(સ્વગત) યસ! યસ! હવે જ મારે વાત કરવાનો વખત છે.

[તે પડદા પાછળથી નીકળી બહાર જાય છે ને પછી વિઠુને મોકલે છે. વિઠુ આવે છે. વિઠુ શેઠને નાચતા જોઈ મોઢે હાથ દે છે]

જીતેન્દ્ર

શું છે?

વિઠુ

ડૉકટર સાહેબ આલે.

જીતેન્દ્ર

સાંગ, મલા ફૂરસદ નાહીં. મી અગત્યચા કામ મધીં આહે.

વિઠુ

જી.

**જીતેન્દ્ર**

ચાલ, મનોરમા—એક—બે—ત્રણ (ફરી નાચવાનો પ્રયત્ન કરે છે)

[ ઉર્વશી ને તિલોત્તમા હસતાં હસતાં આવે છે. ઉર્વશીએ હેતથી તિલોત્તમાને ખભે હાથ મૂક્યો છે ]

**જીતેન્દ્ર**

(એકદમ ગુસ્સે થઈ ને) તિલોત્તમા! તને ઉર્વશી જોડે ફર્યા કર્યા સિવાય બીજો ધંધો છે કે નહીં?

**તિલોત્તમા**

(મિજાજથી) હું તમારી ગુલામ નથી. હું નજરમાં આવે તેની સાથે ફરીશ. ઉર્વશી! હું પછી આવીશ. તારા વરને મારું મોઢું ગમતું નથી! (નાક ચઢાવી ચાલી જાય છે)

**ઉર્વશી**

(જીતેન્દ્ર પાસે ખોટો મિજાજ કરી આવે છે) મારી બેનને તમે બહુ રંજાડો છો.

**જીતેન્દ્ર**

(ગુસ્સામાં) તારી બહેન!

**ઉર્વશી**

(અડધું મજાકમાં, અડધું ગુસ્સામાં) મારી બહેન નહીં ત્યારે તારી? એ તો મારી માની જણી બહેન—એક બાપની બે વિભૂતિઓ—એક મગની બે ફાડ.

બેન બેન બેનડી
મીઠી મારી શેલડી
તું દૂર જાય ઘેલડી
તો હાર્ટ થાય ફેલડી—ચ—ર.

જીતેન્દ્ર

(ગુસ્સામાં) તારે–તમારે શરમાવું જોઈએ. (મનોરમા આ ધણીધણિયાણીને લઢતાં જોઈ ચાલી જાય છે)

ઉર્વશી

(મરદની માફક કેડે હાથ દઈને) જીતેન્દ્ર, તું તારી બેન જોડે રોજ નાચે છે, તે હું તો કાંઈ વાંધો લેતી નથી?

જીતેન્દ્ર

(આંખમાં આંસુ લાવીને) એ વાત તો જુદી છે. તું–તમે જાણો છો.

ઉર્વશી

જરાય નહીં. પેલો કવિ—જેણે પરમેશ્વર પર પ્રોમીસરી નોટ લખી હતી તે કહી ગયો છે—'આપણે આપણા ધર્મ સંભાળવા'—

જીતેન્દ્ર

(અડધો રડવા જેવો) જીતેન્દ્ર, તમે દુષ્ટ છો. તમે મારી બેનની જોડે પ્રેમમાં પડયા છો. તમે એને ફસાવી રહ્યા છો.

ઉર્વશી

(મજાકમાં) હું તો સ્ત્રી છું, સ્ત્રી! હું ને મારી બેનડી તો સરખી સહિયરો છીએ. (રેકેટ હલાવીને) એ કાલે ગાતી હતી :

એક એક વીરી હતી વીરી હતી
તેના વીરાને પાટ જઈ બેઠી હતી
કે એક એક વીરી હતી વીરી હતી

અમારો નિર્દોષ પ્રેમ તમે નીચ પુરુષ નહીં સમજી શકો. સમજ્યા કે મારા પતિદેવતા ?

જીતેન્દ્ર

( ઉર્વશીને ) જીતેન્દ્ર, તમે ભૂલી ગયા છો.

ઉર્વશી

( ખોટા ચાળા કરી ) નાથ ! હુ તમારી દાસી છું.

જીતેન્દ્ર

ઓ પ્રભુ ! મેં શાં પાપ કર્યાં !

ઉર્વશી

પાપ ! અરે આ તો ભગવાન શંકરની કૃપા છે. આત્માની અદલબદલ !

જીતેન્દ્ર

તમે તો છેક બેશરમ થઈ ગયા છો. ( પગ છોડી પાછળથી લૂગડું સંકોરતો હોય એવો ચાળો કરી જાય છે )

ઉર્વશી

હવે કાંઈ નથી ( ટેલિફોન કરે છે ) તિલુ ! તિલુ !....પાછી આવ, બેન....જીતેન્દ્ર ગયા....આપણે રાધાકૃષ્ણનું નૃત્ય પૂરું કરીએ....કોઈ નથી....આવે છે ને ?....વેરી ફાઈન !

વિઠુ

( આવીને ) બાઈસાહેબ ! બાપાજી આલે.

**ઉર્વશી**

ઓ ગૉડ !

[ નરોત્તમદાસ ગુસ્સામાં આવે છે. તેમણે કડકાઈથી હાથમાં લાકડી ઝાલી છે ]

**નરોત્તમદાસ**

છોકરી, તું ઘરમાં છે ? હું જીતેન્દ્રને મળવા આવ્યો હતો. પણ તું જ મળી ગઈ એટલે નિરાંત થઈ. ( ખુરશી પર બેસે છે ને ડોળા કાઢે છે ) આ મારાથી જોવાતું નથી.

**ઉર્વશી**

( સોફા પર પડી, પગ પહોળા કરી પાછળ માથું નાખી, નફ્ટાઈથી ) નહીં જોવાતું હોય તો આંખો બંધ રાખીને ફરો. એ તો તમારા હાથની વાત છે.

**નરોત્તમદાસ**

( લાકડી ઠોકી ) હા. બધી મારા હાથનીજ વાત છે છોકરી, સમજી ? હું આ નહીં જોઈ રહું. તું કલબમાં ગમે તેમ કૂદે ને રમે છે. ને પેલી તિલુનો કેડો જ છોડતી નથી. એના વેવિશાળની વાત ચાલતી હતી, તેની પણ હવે એ બિલાડી ના પાડે છે. ( ચાળા પાડી ) 'મારી મોટી બહેનની ભક્તિમાં જ હું તો જીવન વિતાવીશ.' ( ડોળા કાઢીને ) હું તારું માથું ફોડી નાંખીશ.

**ઉર્વશી**

( નફ્ટાઈથી હસીને ) બાપાજી ! Don't be silly. (મૂરખ થાઓ નહીં) જુઓ. નરસિંહ મહેતો મરદ ને શ્રીકૃષ્ણ મરદ. મરદ મરદની

ભક્તિ કરે તે કાંઈ નહીં? ને અમે સ્ત્રી સ્ત્રીની ભક્તિ કરીએ તે તમારે ગળે નહીં ઊતરે! ઓલ્ડ મૅન! (નરોત્તમદાસને ધબ્બો મારે છે. તે ચમકીને એકદમ ઊભા થઈ જાય છે) અમે તો અર્વાચીન સ્ત્રીઓ, આઝાદ સ્ત્રીઓ, ગમે તે કરીશું. અમે જેલમાં જઈએ, તો જહાન્નમમાં કેમ નહીં?

**નરોત્તમદાસ**

(ગુસ્સામાં થોડી વાર અવાક થઈ જાય છે. પછી એકદમ લાકડી ભોંય પર ઠોકે છે) તું તો જીવતી જ જહાન્નમમાં ગઈ છે, પણ મારી તિલુનો ભવ મારે નથી બગાડવો. તમારી જેમ ગમે તેમ ફરવું, નફ્ફટ બોલવું ને લવમેકીંગ કરવું તેમાં આઝાદી! અરે, જરા એ આંખની શરમ તો રાખો, મારી હેડંબાઓ!

**ઉર્વશી**

બાપાજી, તમે સનાતન ધર્મસભામાં જઈને ભાષણ કરો તો કેમ?

[નરોત્તમદાસ લાકડી ઉગામી ચાલી જાય છે. ઉર્વશી ખડખડ હસે છે]

**તિલોત્તમા**

(આવીને ઉર્વશીના પડખામાં લપાય છે) બાપાજી સામેથી દાદર ઊતરતા હતા એટલે હું દાદર પાછળ સંતાઈ ગઈ.

**ઉર્વશી**

(તિલોત્તમાના વાળ પર હાથ ફેરવીને) ચિંતા મા કર! હવે એ બરોબર સીધા ચાલશે. કહે, કે મારે તારું મોઢું જોવું નહીં. મેં

કહ્યું, કે પ્રાણ જાય પણ બેન ન છોડે—એ જ આપણા નરોત્તમ કુલની રીતિ છે.

બેન બેન બેનડી
મીઠી મારી શેલડી—

તિલોત્તમા

ઉર્વશી ! તું તો મારો શ્વાસ ને પ્રાણ છે. ભવોભવ આપણે એક હોઈએ, એવું જ લાગ્યા કરે છે.

ઉર્વશી

નહીં તો પ્રભુ આપણને અવતાર જ શા માટે આપત ? ચાલ, હવે આપણે રાધકૃષ્ણ નૃત્ય કરીએ.

[ બન્ને જણ લૂગડાં સરખાં કરે છે, ઝાંઝર પહેરે છે. ઉર્વશી વાંસળી લે છે ને મુગટ પહેરે છે ને તિલોત્તમા ગાગર લઈ નૃત્ય કરે છે ]

તિલોત્તમા

કોઈ ગોરસ લો, ગોરસ લો,
હું તો નાની નાજુક વ્રજનાર
કોઈ ગોરસ લો, ગોરસ લો.

ઉર્વશી

( અધીરાઈથી ) અરે હું આમ મોઢામાં ભૂંગળી રાખી રાખીને થાકી ગઈ. ( વાંસળી ફેંકી દે છે ) ઊભી રહે, આપણે ટેનિસ–નૃત્ય યોજીએ. હાથમાં રેકેટ લે. હવે ચલાવ. જો હવે હું ગાઉં. કૉલેજમાં મારી નોટબૂકમાં એક ગાયન હતું તેના પરથી મેં નવું બનાવ્યું છે. તું જાણે ગોપી ને હું જાણે ક્હાન

તિલોત્તમા

( ગાય છે )

સરપર રૅકેટ ધરકર
ગજગામિની હાથ હલાવી આવે.
ભોળીસી ભામિની દ્યુતિદામિની
હાથ હલાવી આવે.
હસ હસ ભૂમિ પાય દેવે.
નભ નીચે લાય દેવે.
મુખસે કહુ 'સ્કોર' દેવે
ફીફટીન–લવ.
મુખસે કહુ 'સ્કોર' દેવે,
અમૃત બરસાય દેવે
જગની અંધિયારી ભારીમેં
દ્યુતિદામિની
પ્રિય કામિની
ગજગામિની
હાથ હલાવી આવે.
સરપર રૅકેટ ધરકર ગજગામિની
હાથ હલાવી આવે.
' લવગેમ '–' લવગેમ '
મુખસેં કહુ ગાય દેવે

( બન્ને હસી પડે છે )

ઉર્વશી

શાબાશ, શાબાશ. વેલ ડન ! ફાઈન !

[બન્ને ભેટી પડે છે અને સાથે ચાલે છે. ઉર્વશી ગાય છે. પછી હાથ વતી તિલોત્તમાની હડપચી ઊંચી કરે છે. જીતેન્દ્ર આવે છે ને ગુસ્સામાં દાંત કચકચાવી તિલોત્તમા તરફ દોડે છે]

જીતેન્દ્ર

મોઈ!–(સ્ત્રીને અવાજે લલકારે છે ને તિલોત્તમાનો કાન પકડે છે. તિલોત્તમા એકદમ છૂટી પડી જાય છે ને મિજાજમાં નાક ચઢાવે છે)

તિલોત્તમા

જાનવર! યુ બીસ્ટ! (રોફમાં ચાલી જાય છે)

જીતેન્દ્ર

(ઉર્વશીને મૂક્કા મારીને) તમે–તમે–તમને લાજ નથી આવતી? આપણે એક થવાને આટઆટલું કર્યું, આટલાં વર્ષનો પ્રણય સેવ્યો–ને આખરે આ! (આંસુ સારે છે)

ઉર્વશી

હું દિલગીર છું, ઉર્વશી. પણ હું શું કરું? આ તારા પાંજરામાં પુરાયો છું એ ખરી વાત. પણ મારો આત્મા તો પુરુષનો બન્યો છે.

જીતેન્દ્ર

પણ હું છું ને?

ઉર્વશી

(નિરાધારીથી) હું શું કરું? તિલોત્તમા સ્ત્રી છે—આત્મા ને શરીર બન્નેએ. તું છે—પણ પુરુષ રૂપે. હું આ સ્ત્રીદેહમાં પુરાઈ ગયો એટલે કાંઈ સ્ત્રી થઈ ગયો? તું જાણે તો છે કે હું તો માત્ર નામે જીતેન્દ્ર છું પણ એકે ઈન્દ્રિય જીતી શકયો નથી.

જીતેન્દ્ર

હવે તમે મારી સામેય નથી જોતા. પુરુષ હતા ત્યારે વધારે સારા હતા. (ધ્રૂસ્કાં ભરે છે)

ઉર્વશી

એ તો હું તને કહેતો જ હતો. આ બૈરી બની ગયો ને કોણ જાણે કેમ મારો બધો જુસ્સો ફાટી નીકળ્યો છે. હજી પરણ્યે તો પૂરા ત્રણ મહિનાયે નથી થયા ને આમ પોચકાં શું મૂકે છે? પેલો મહેતાજી જોશે તો હસવા બેસશે.

જીતેન્દ્ર

'પણ જીતેન્દ્ર, આ નથી વેઠાતું.

ઉર્વશી

જો તું પેલું ગીત ગાતી હતીને,

"વહાલી બાબા સહન કરવું
એય છે એક લહાણું"

જીતેન્દ્ર

(માથું કૂટી) હું મરી રહી છું ને તમને દયા પણ નથી આવતી?

ઉર્વશી

એવી દયા ફયા અમે આઝાદ સ્ત્રીઓ નહીં સમજીએ. અમે તો—'આપણે આપણા ધર્મ સંભાળવા'

જીતેન્દ્ર

મૂઆ તમારા ધર્મ!

ઉર્વશી

આપણા આત્માઓ એકબીજાના થયા–તે થયા. બ્રહ્માંડ તૂટે તોપણ એક બીજાના થયા તે ન થયા થવાના નથી.

જીતેન્દ્ર

જીતેન્દ્ર, હું મરી જઈશ.

ઉર્વશી

ચિન્તા નહીં કર. તું મનુ જોડે નાચ્યા કર. હું તિલુ જોડે નાચ્યા કરું ને પાછાં આપણે બે એકનાં એક. (બેબાકળી થઈ જુએ છે) ઓ—

જીતેન્દ્ર

શું છે ?

ઉર્વશી

(મહામુશ્કેલીએ ચારે તરફ જુએ છે) ઓ—ઓ ! હું માંદો પડ્યો છું. જીતેન્દ્ર ! ડૉકટરને બોલાવ. જલ્દી—ઓ—ઓ (ગળે હાથ મૂકે છે) ઓ....ક, ઓ....ક, ઓ....ક, (ગભરાઈને ઓકવાની તૈયારી કરે છે)

જીતેન્દ્ર

(ખડખડાટ હસી પડે છે) જીતેન્દ્ર !

ઉર્વશી

અરે હસે છે શું ? ડૉકટરને બોલાવ.

જીતેન્દ્ર

(તાળી પાડી કૂદે છે ને ચાળા પાડે છે) ફાઈન—વેરી ફાઈન !

ઉર્વશી

ઓ....ક, ઓ....ક—ડાકટર બોલાવની !

જીતેન્દ્ર

(હસવું દબાવી) જીતેન્દ્ર, તું તો મા થવાનો !

ઉર્વશી

મા ! (સમજ પડવાથી ગભરાયેલે અવાજે) મને બેબી થવાનું ! ઓ ગૉડ ! (માથે હાથ મૂકી સોફા પર ચત્તીપાટ પડે છે ને પડદો પડે છે)

## અંક ચોથો

[સમય બીજે દહાડે સવારે. સ્થળ એ જ. હર્ષદ અને ડૉકટર મોહનલાલ આવે છે]

**હર્ષદ**

ડૉકટર, થોડી વારે આવી પહોંચજો, રજીસ્ટ્રારને લઈને. અમારા સૉલિસિટર કહે છે કે લ્યૂનસી ઍકટ નીચે આપણો કેસ મજબૂત છે.

**ડૉકટર**

મને તો ચોખ્ખું ગાંડપણ જ લાગે છે. મિ. જીતેન્દ્રરાયને એવો ભ્રમ પેસી ગયો છે કે પોતે સ્ત્રી છે. મારી ચિકિત્સા બરોબર છે. એ નાનપણનો કૉમ્પ્લેકસ—

હર્ષદ

અરે, કૉમ્પ્લેક્સ હોય કે ન હોય, પણ આજે એમને ગાંડા નહીં ઠરાવીએ તો મેનેજીંગ એજન્સી, મિલ ને આ બધું, હાથથી જવાનું ને અમે ભિખારી થઈ જવાના. બપોર પહેલાં એફિડેવીટ કરી કોર્ટમાંથી હુકમ લેવો જ રહ્યો.

[ નરોત્તમદાસ આવે છે ને ગુસ્સામાં જુએ છે ]

નરોત્તમદાસ

( લાકડી ઠોકીને ) હર્ષદરાય, આમ આવો.

હર્ષદ

કેમ ? શું છે ?

નરોત્તમદાસ

આ ઘરમાં ભૂત છે.

હર્ષદ

તમે કેમ જાણી ગયા ?

નરોત્તમદાસ

તમે ઉર્વશીનો ચાળો નહીં જોયો ? રોજ રોજ મરદ હોય એવી થતી જાય છે. એની ચાલ, એનું મોઢું, બધું મરદનું થઈ ગયું છે !

હર્ષદ

મને પણ એવું લાગે છે ખરું.

નરોત્તમદાસ

ઉર્વશીમાં કોઈ પુરુષનું ભૂત ભરાયું છે.

હર્ષદ

નરોત્તમકાકા, ભાઈમાં બૈરીનું ભૂત ભરાયું છે. તમે શું કરવા ધારો છો ?

નરોત્તમદાસ

અંબાલાલને મેં કેહ્યું છે કે તિલોત્તમાને જોરજૂલમથી ઉપાડી મહાબળેશ્વર લઈ જાય ને પરણી જાય.

હર્ષદ

અંબાલાલ કોણ ?

નરોત્તમદાસ

ઓળખતા નથી ? જેની જોડે તિલોત્તમાનાં વેવિશાળ કર્યાં છે તે. ત્યાર વગર એ છોકરી ગાંડપણ છોડવાની નથી.

હર્ષદ

એને શું ગાંડપણ છે ?

નરોત્તમદાસ

એ ધારે છે કે ઉર્વશી એનો પતિ છે.

હર્ષદ

ઓ મા ! પણ ઉર્વશીબેનનું શું ?

નરોત્તમદાસ

મેં તો એના નામનું સ્નાન કર્યું છે. તમારો ભાઈ બાયલો બચક થઈ ગયો છે તે હું શું કરું? એ જાણે ને એની બૈરી જાણે.

હર્ષદ

કાકા, એક મહેરબાની માગી લઉં? ભાઈ ગાંડા થઈ ગયા છે. બધી મિલકત વેડફી નાંખે છે. એટલે અત્યારે એમને ગાંડા ઠેરવવાની અરજી કરવાની છે. તમે અહિંયાં બેસીને જોજો. જરૂર પડે એફિડેવીટ કરવી પડશે.

નરોત્તમદાસ

સાથે સાથે પેલી ઉર્વશીને પણ ગાંડી ઠેરવોને, કે મારી ફજેતી કરતી રહે.

[ મોટરનું ભૂંગળું વાગે છે ]

હર્ષદ

ભાઈ આવ્યા.

નરોત્તમદાસ

લાવ, એને પણ વાત કરી મૂકું.

[જીતેન્દ્ર આવે છે. તેનું મોઢું સ્ત્રીના જેવું વધારે થવા લાગ્યું છે. તે નિસાસો નાંખી, કંટાળેલા અવાજે બોલે છે ]

જીતેન્દ્ર

નમસ્તે! ઓહ! કેમ છો, બાપાજી–I mean–નરોત્તમકાકા?

**નરોત્તમદાસ**

સારું ભાઈ. હું એક વાત કરવા આવ્યો હતો—

(ડૉક્ટર આવે છે)

**ડૉક્ટર**

કેમ છો, જીતેન્દ્રરાય ?

**જીતેન્દ્ર**

ઓહોહો, ડૉક્ટર! તમે ક્યાંથી ? આવો, નમસ્તે.

**હર્ષદ**

(જીતેન્દ્રને) ભાઈ, એ તો કાલે રાતે તમે ઘણા અસ્વસ્થ હતા એટલે મેં ડૉકટરને બોલાવ્યા છે. જરા તપાસી લેવા દોને.

**જીતેન્દ્ર**

ઠીક, તો બાપાજી, તમે બેસો. હું ડૉકટરને બતાવી લઉં. બોલો ડૉક્ટર, શી વાત છે ? (ડૉક્ટરને દૂર લઈ જઈ બેસે છે)

**ડૉક્ટર**

રાતે તબિયત બગડી આવી હતી. અત્યારે કેમ છે? (નાડ જુએ છે)

**જીતેન્દ્ર**

અત્યારે તો માત્ર માથું ને કેડ દુઃખે છે.

**ડૉક્ટર**

હું જરા તપાસી લઉં. જરા જીભ કાઢો. (જીતેન્દ્ર જીભ કાઢે છે) યસ, યસ. મને રોગચાળો સમજાઈ ગયો. માનસચિકિત્સાશાસ્ત્ર ખબર છે ને ? psychiatry–તેનું નવું શાસ્ત્ર નીકળ્યું છે. આ તેનો કોયડો છે. યસ, યસ. જિંદગી પર તમને કંટાળો આવે છે, ખરુંને ?

જીતેન્દ્ર

હા.

ડૉક્ટર

ચિન્તા ઘણી થાય છે ?

જીતેન્દ્ર

હા.

ડૉક્ટર

ખૂણે બેસી કોઈને ખભે માથું મૂકી, રડવાનું મન થાય છે?

જીતેન્દ્ર

(ચકિત થઈને) ખરી વાત.

હર્ષદ

નરોત્તમદાસ, આ બધું સાંભળી લેજો.

[ નરોત્તમદાસ જીતેન્દ્રનું ખસ્યું હોય તેવો ચાળો કરે છે ]

હર્ષદ

હા !

નરોત્તમદાસ

સમજ્યો.

ડૉક્ટર

જાણે તમારા હૈયામાં એવું થાય છે કે કોઈ તમને પ્રેમના પાત્ર બનાવે–તમે ઘેર બેસી ઝભલાં બનાવો–છોકરાંનું પારણું ઝુલાવો ?

જીતેન્દ્ર

ડૉકટર, તમે કેમ જાણ્યું ?

ડૉકટર

યસ, યસ. જૂના જમાનામાં ઈશ્વર સર્વજ્ઞ હતા. આજે અમે સાઈકીએટ્રીસ્ટો સર્વજ્ઞ છીએ. આજે સવારથી ચાર કલાક તમે કોઈને શોધી આવ્યા–કોઈ જાદુ, મંતર, જોષી, બાવો, સાધુ. ખરી વાત ?

જીતેન્દ્ર

ડૉકટર, તમે અદ્દભુત છો.

ડૉકટર

ખરી વાત ને ? જાણે કોઈ આવે, આકાશમાંથી, એવું થાય છે ?

જીતેન્દ્ર

ખરી વાત.

ડૉકટર

યસ, કોઈ અદ્દભુત, તેજસ્વી, સર્વશક્તિમાન—

જીતેન્દ્ર

હા. (ડોકું ધુણાવે છે)

ડૉકટર

ને તમને સ્ત્રી બનાવે.

જીતેન્દ્ર

(ચારે તરફ બીકથી જોતાં, નાકે આંગળી મૂકે છે) ના–ના–ના ........

ડૉક્ટર

હા, હા. તેવાને શોધવાને તમે ફરી આવ્યા. ખરુંને ?

જીતેન્દ્ર

(નિસાસો નાંખી) ડૉક્ટર, મારે વધારે વાત નથી કરવી.

ડૉક્ટર

થેંકયુ ! થેંકયુ ! આટલું બસ છે. પછી મળીશ. સાહેબજી ! હર્ષદરાય, હવે તમારી સેવામાં. ચાલો.

હર્ષદ

ભાઈ, હું જાઉં છું. (ડૉક્ટર અને હર્ષદ જાય છે)

જીતેન્દ્ર

(નિસાસો નાંખી નરોત્તમદાસને) બોલો બાપાજી, તમારે શું કહેવું છે ?

નરોત્તમદાસ

ભાઈ, હું આ તોફાનોથી થાકયો છું. ટેનિસ, કલબ, નાચ, ગપાટા, ફજેતા, તમે કાંઈ કહેતા નથી ?

જીતેન્દ્ર

ઉર્વશીનો એ સ્વભાવ છે, હું શું કરું ?

નરોત્તમદાસ

પહેલાં ઉર્વશી તો સ્વર્ગની દેવી જેવી ઠાવકી, ભાવનાશીલ ને સંસ્કારી હતી. તમને પરણીને તો અજબ જેવી થઈ ગઈ છે.

જીતેન્દ્ર

બાપાજી, લગ્ન એ તો કીમિયો છે. લોખંડનું કાંચન થઈ જાય ને—

નરોત્તમદાસ

(અધીરાઈથી) અરે આ તો કાંચનનું કથીર થઈ ગયું છે. (જીતેન્દ્ર નિસાસો મૂકે છે) પણ એની ઊઠવેઠ તો તમારે કરવી રહી. મારી તિલોત્તમાનો ભવ બગડે છે તેની મને પડી છે.

જીતેન્દ્ર

તિલુ તો ગાંડી થઈ ગઈ છે. એને તમે સીધી કેમ નથી કરતા?

નરોત્તમદાસ

તમને વાંધો ન હોય તો હું ને અંબાલાલ એને અહિંયાંથી ઉપાડી જઈએ.

જીતેન્દ્ર

(હરખાઈને) તિલોત્તમાને? જરુર! જરુર! ઉઠાવી જાઓ.

નરોત્તમદાસ

થેંકસ! ત્યારે અમે થોડો વખત પછી આવીશું ને પેલા ખંડમાં સંતાઈ રહીશું. (જાય છે)

જીતેન્દ્ર

(નિસાસો નાંખીને) એ તો ટળી. પણ જીતેન્દ્ર કોઈ બીજીને શોધી કાઢે તો! (માથે હાથ મૂકે છે) અરે ભગવાન! હું આ કઢંગે અવતારે આવી! મારો જીતેન્દ્ર—મારા હૈયાનો હાર—મારો મટી

ગયો! ને આખો અવતાર આમ સંતાકૂકડી કર્યા જ કરવાની? ઓ ભગવાન! (રડી દે છે) મારું શું થશે?

(ગાય છે)

તમારે આશરે હું આવી
મને નાથ છોડી દેશો?
જ્યારે હતું કુંવારું ભોળું,
આ મન મારું
પ્રિતજ્યોત પ્રકટાવી પરણ્યા,
એ શું, વ્હાલા, વિસારી દેશો?
ના કહેશો?
મને નાથ છોડી દેશો?

(એક ખૂણામાં લપાઈને બેસે છે)

[એકબીજાની કમરે હાથ રાખી ઉર્વશી ને તિલોત્તમા આવે છે. ઉર્વશી પોતાનું માથું તિલોત્તમાને ખભે મૂકી સોફા પર બેસે છે. બેમાંથી એકેય ખૂણામાં બેઠેલા જીતેન્દ્રને જોઈ શકતાં નથી]

ઉર્વશી

(આંખ મીંચીને) આમ, બહેન, આપણે ભવેભવ રહીએ તો–

[જીતેન્દ્રનાં ધ્રૂસકાં સંભળાય છે. બન્ને ચમકીને જુદાં પડે છે. તિલોત્તમા ઊભી થઈ જાય છે]

તિલોત્તમા

ઉર્વશી, ડિયરેસ્ટ! હું પછી આવીશ. ગૂડ બાઈ. (જાય છે)

[જીતેન્દ્ર ધ્રૂસકાં ખાયા કરે છે. ઉર્વશી ઊઠીને તેની પાસે જાય છે ને તેને વાંસે હાથ ફેરવે છે]

જીતેન્દ્ર

ઊહુ—ઊ!

ઉર્વશી

આમ મૂરખ શા માટે થાય છે?

જીતેન્દ્ર

(રડતી આંખે) મૂર્ખ! આખું જીવન આમ જોયાં ને સહ્યાં કરવું? નથી સહેવાતું. જીતેન્દ્ર, તમે નિર્દય ને દુષ્ટ છો. મારા પર જરાય દયા નથી આવતી?

ઉર્વશી

દયા! God! ઉર્વશી, તને મારી દયા નથી આવતી? આ તારા નાનકડા શરીરમાં ભરાઈ રહેવું–આખો દહાડો કામ વગર બેસી રહેવું, ને તેમાં, બાઈ ગૉડ! આ ફફડાટ થાય છે તે જુદો! તને ભાન નથી હું કેટલો દુ:ખી છું. (માથે હાથ મૂકી બેસે છે)

જીતેન્દ્ર

જીતેન્દ્ર, મહેરબાની કરી તિલોત્તમાને છોડી દો. ને આપણે હતાં તેવાં થઈ જઈએ.

ઉર્વશી

(ઊકળીને) અરે શું કપાળ હતાં તેવાં થઈ જઈએ? તારા સુકુમાર અંગોને બદલે આ મારાં ઊંટ જેવાં અંગોમાં તને જોઉં છું ને મને ચકકર આવે છે.

જીતેન્દ્ર

ને જીતેન્દ્ર, તમને ભાન છે, મારા શરીરની સુકુમાર રેખાઓ કદરૂપી થતી ચાલી છે. તમને હમણાં મૂછ ફૂટું ફૂટું થાય છે. મારા પૂર્વાશ્રમનું કોઈ ભયંકર સ્વપ્નું હોય એવા તમે લાગો છો.

ઉર્વશી

ઉર્વશી! એકબીજાને જોતાં આપણને કમકમાં આવે છે, તે હું ક્યાં નથી જાણતો ?

જીતેન્દ્ર

ને આખો ભવ આમ કઢંગી રીતે વિતાવવો? ઓ પ્રભુ! (રડે છે)

ઉર્વશી

(નિસાસો નાંખે છે) મને પણ એવું જ લાગે છે. કોઈ વાર તો મૉર્ફિયાનાં ઇન્જેકશન લેવાનું મન થાય છે.

જીતેન્દ્ર

ને જ્યારે બાળક આવશે....(આંખે હાથ દે છે) પ્રભુ! પ્રભુ! હવે તો મોત દે તો સારું.

ઉર્વશી

પેલો બાવો પણ કોણ જાણે મૂઓ, ફરી પાછો નથી આવતો!

જીતેન્દ્ર

હું આજે સવારે બધાં મંદિરોમાં એને શોધી આવી. ઝેર ખાઈ આ દુ:ખી અવતાર પૂરો કરવાનો મેં નિશ્ચય કર્યો છે.

ઉર્વશી

ખરી વાત છે ઉર્વશી! હું એક વખત–ગમે તેવો–પણ બાહોશ, હસમુખો પુરુષ હતો. તું સંસ્કારી, કવિતામૂર્તિ હતી.

જીતેન્દ્ર

અને હવે હું બાયલો પુરુષ ને તું નફ્ફટ સ્ત્રી બની ગયાં છીએ.

ઉર્વશી

એમાંથી એકેય નથી પુરુષ રહ્યો, ને નથી સ્ત્રી રહી.

જીતેન્દ્ર

(રડે છે) કાલે આખી રાત હું રડી રડીને મરી ગઈ. મરવા સિવાય બીજો રસ્તો નથી. (ગજવામાંથી શીશી કાઢે છે) હું હમણાં જ આ અવતાર પૂરો કરું છું. જીતેન્દ્ર, એક વાર હતો તેવો થઈ જા.

ઉર્વશી

અરે કોઈ રસ્તો બતાવે તો હમણાં જ થઈ જાઉં.

જીતેન્દ્ર

તો ગૂડ બાય, પ્રાણ!

ઉર્વશી

(એકદમ ઊભી થઈને શીશી ઝૂંટવી લે છે) અરે મૂરખી! તું મરી ક્યાં જાય છે?

જીતેન્દ્ર

ત્યારે શું કરું?

ઉર્વશી

અરે તું મરી જાય એટલે કોઈ દહાડો મારે તો આ દેહમાંથી નીકળવાનું રહે જ નહીં. ના, ના, હું તને મરવા નહીં દઉં. (કપાળ કૂટે છે) એ તો હાથે કર્યાં હૈયે વાગે છે.

જીતેન્દ્ર

મને મોઈને આત્મા બદલવાનું કયાંથી સૂઝયું ?

ઉર્વશી

અરે ચાલની, મહાદેવજીની ફરી પ્રાર્થના કરીએ. ગમે તેવા પણ ભોળાનાથ છે, રીઝે પણ ખરા. હતાં તેવાં કરી દે.

જીતેન્દ્ર

જીતેન્દ્ર, ખરી વાત. એમના વગર કોઈ આપણો બેલી નથી.

(બન્ને)

આવી કરો ઉદ્ધાર
ભોળા, મારા કાંડું ઝાલીને
દો ના અમને છેહ રે
આવી કરો ઉદ્ધાર, ભોળા મારા,
આવી કરો ઉદ્ધાર.

ઉર્વશી

વ્યંઢળ ભાવે મેં ભજ્યા,
થયો નર મટી નારી રૂપ
પુરુષસિંહપદ છોડિયું
મૂર્ખ બન્યો હું અનુપ
ભોળા મારા૦

**જીતેન્દ્ર**

ધીટ ભાવ મેં કેળવ્યો,
　　પ્રભુ પુરુષ થવાના કોડ
દેવીનું પદ છોડિયું,
　　બની કઢંગી અજોડ
આવી કરો ઉદ્ધાર,
　　શંભુ ભોળા, આવી કરો ઉદ્ધાર!
હતાં તેવાં કરી દોને કિરતાર,
　　ભોળા મારા, આવી કરો ઉદ્ધાર.

[બન્ને આંસુ સાથે પ્રાર્થના કરે છે] પ્રભો! હતાં તેવાં કરી દો, દીનાનાથ! [બન્ને આંખો મીંચી મૂંગાં બેસે છે. સાધુનો ક્રોધાવિષ્ટ અવાજ આવે છે: "બમબમ ભોળાનાથ." બન્ને હરખાતાં ઊઠે છે ને સાધુને સત્કારવા આગળ આવે છે. સાધુ ગુસ્સામાં હાથમાંનો ચિપિયો ખડખડાવતો આવે છે અને વચ્ચે આવી, ડોળા કાઢી ચિપિયો સોફા પર ઠોકે છે]

**સાધુ**

બમબમ ભોળાનાથ! શંકર ભગવાનકો ક્યું કષ્ટ દે રહે હો?
(ડોળા કાઢી જુએ છે. જીતેન્દ્ર ને ઉર્વશી હાથ જોડી, ફિકકે મુખે જોયા કરે છે)

**ઉર્વશી**

મહારાજ!

**સાધુ**

મહારાજ, મહારાજ, ક્યા કર રહી હો! મેં ન હૂં સિંહાસન પર બેઠા હૂઆ શોભાકા ખીલૌના, ઔર ન હૂં રસોઈ પકાનેવાલા ભટજી.

જીતેન્દ્ર

ભગવાન ! ક્ષમા કરો. અમે આપનું ન માન્યું તેનો પસ્તાવો કરીએ છીએ. અમને હતાં તેવાં બનાવી દો. (સાધુ ડોળા કાઢીને જોયા કરે છે)

સાધુ

ક્યોં બનાઉં ?

[ જીતેન્દ્ર ને ઉર્વશી ગભરાઈને એકબીજા તરફ જુએ છે ]

ઉર્વશી

ભગવાન ! અમને આ નર્કમાંથી છોડાવો.

સાધુ

ક્યોં છૂટા કરું ? તુમકો (ઉર્વશીને) નરશાર્દૂલ નહીં બનના થા- ઐસી નફ્ફટ નિર્લજ્જ સ્ત્રી બનના થા. (જીતેન્દ્રને) ઔર તુમકો ન દેવી બનના થા, મગર ઐસા વ્યંઢલ બનના થા. અબ ઐસેહી રહો. (ગુસ્સામાં આમથી તેમ ચિપિયો ખખડાવતાં, લાંબાં ડગલાં ભરતો ફરે છે)

જીતેન્દ્ર

(હાથ જોડી) ભગવાન્ ! તમે તો પતિતપાવન છો—

સાધુ

તુમકો બાલ કટવાકે કલબોમેં શૃગાલ-નૃત્ય કરના હૈ !

જીતેન્દ્ર

ના પ્રભુ !

સાધુ

( ઉર્વશીને ) ઔર તુમકો લંબે લંબે બાલ રખકે, બડા ચોડાસા લેંઘા લગાકે લડકીઓકે પીછે ભટકના હૈ—

ઉર્વશી

ના ભગવાન્ !

સાધુ

ચૂપ ! ( ચિપિયો સોફા પર ઠોકે છે )

ઉર્વશી : જીતેન્દ્ર

( પગે પડીને ) ભગવાન્, દયા કરો.

સાધુ

દયા ! દયા ! તુમારે લિયે ? વિદેશકે કીચડમેં રોલાતે હુએ જંતુકો ? કભી નહી.

ઉર્વશી

( પગ પર માથું મૂકે છે ) તો ભગવાન્, અમને બાળીને ભસ્મ કરો, અમારે નથી જીવવું.

સાધુ

( કમંડલમાંથી પાણી લે છે ) મૂર્ખો ! જો ન કિયા કૃષ્ણભગવાનૂ ઔર લક્ષ્મીજીને–જો ન કિયા ભગવાન રામચંદ્ર ઔર જાનકીજીને–જો ન કિયા ખુદ પાર્વતીપરમેશ્વરને—વહુ કરના થા ! જાઓ, (જીતેન્દ્રે ને ઉર્વશી માથું નમાવે છે) જલબલસે ભસ્મ કરતાં હું (પાણી છાંટે છે. ઉર્વશી ને જીતેન્દ્ર મૂર્છા પામે છે)–તુમારે દુઃખકો. બિચારે, મૂર્ખ–(હસે છે) નમઃ શિવાય ! નમઃ શિવાય ! નમઃ શિવાય !

[ પડદો પડે છે ને બે મિનિટમાં ઊપડે છે ]

## અંક પાંચમો

[ સ્થળ તે જ. સમય બે કલાક પછી.

જીતેન્દ્ર આંખો ઉઘાડે છે, ચારે તરફ જુએ છે ને કૂદીને ઊભો થઈ જાય છે. પછી પગે ઝપઝપ ચાલવાનો પ્રયત્ન કરે છે. પોતાને દિલે હાથ ફેરવે છે ને હર્ષથી નાચે છે. થોડી વાર વિચાર કરે છે. પછી ગળું પકડી ઉબાળો આવે છે કે નહીં તે જુએ છે ]

જીતેન્દ્ર

ઓ....ક– ઉંહુ–ઓ....ક. ના, ના ! (કૂદે છે) હૂરરરરા–(દોડીને રૅકેટ લે છે અને પછી કાલ્પનિક રમત રમે છે) **ફ્રીફ્ટીન લવ, થર્ટી લવ, ફોર્ટી લવ–લવગેમ ! ફાઇન, વેરી ફાઇન !** [ પછી એની આંખ ઉર્વશી પર પડે છે. તે રૅકેટ ફેંકી દઈ પાસે આવે છે અને જરાક સ્મિત કરતો પવન નાંખે છે. પછી હસતો હસતો ચાલી જાય છે. ઉર્વશી ઊઠે છે ]

### ઉર્વશી

હાશ! [આંખો મીંચે છે. પછી એને જરા ઊલટી જેવું આવે છે. આનંદથી હસે છે ને પાછી આંખો મીંચી દે છે. તિલોત્તમા આવે છે]

### તિલોત્તમા

શું મનોહારી મૂર્તિ છે! (પાસે બેસે છે ને પવન નાંખે છે. ઉર્વશી આંખો ઉઘાડે છે, ખુરસી પર ટટાર બેસે છે ને ગુસ્સામાં જોઈ રહે છે) ઉર્વશી! મારી પ્રાણ! ગુસ્સે થઈ છે? ક્ષમા કરજે—

વ્હાલા બોલો, તમે વ્હાલા બોલો:<br>
કેમ રસિયા રીસાણા,<br>
બોલી કે ચાલી નથી,<br>
આડી હું હાલી નથી,<br>
આજ્ઞાને ટાળી નથી,<br>
નાથ, કેમ રસિયા રીસાણા,<br>
નાથ, કેમ રસિયા રીસાણા.

(આવીને પાસે બેસે છે. ઉર્વશી જે અત્યાર સુધી એકીટશે જોઈ રહી છે તે તેને તમાચો ચોઢી કાઢે છે)

### ઉર્વશી

ચિબાવલી! મને શાની નાથ કહે છે? કહેની તારો માટી હોય તેને.

[તિલોત્તમા ગાંડા જેવી ઊભી થઈ ગાલ પંપાળે છે. પાછળથી અંબાલાલ ને નરોત્તમદાસ તિલોત્તમાને લઈ જવા આવે છે] પેલા અંબાલાલનું ઘર માંડવાની ના કહે છે, ને હું તારો માટી! જરા શરમ નથી આવતી?

[તિલોત્તમા ઘેલા જેવી જુએ છે ને રડે છે]

### તિલોત્તમા

મારે આ સાંભળવાનું? ક્યાં ગયો તારો કૉલ, બ્હેન!

### ઉર્વશી

જા જેણે કૉલ આપ્યો હોય તેની પાસે. (નરોત્તમદાસને ને અંબાલાલને જુએ છે) કોણ બાપાજી! સારું થયું આવ્યા તો!

[નરોત્તમદાસ ડોળા ફાડી ઉર્વશીને નખશિખ જોયા કરે છે] લઈ જાઓ, આ ચિબાવલીને. હું જાણે એનો વર હોઉં તેમ લળીલળીને રસિયા રીસામણાં કરે છે.

[તિલોત્તમા ખુરશી પર બેસી જઈ ધ્રૂસકાંભેર રડે છે. ઉર્વશી જઈ લાત મારે છે]

ઊઠ, ઢોંગીલી! બાપાજી, હું તમને પહેલેથી જ કહેતી હતી કે અમને ભણાવજો પણ સંસ્કારભ્રષ્ટ ન બનાવશો.

### નરોત્તમદાસ

(ગાંડા જેવા બની આંગળી કરીને) તું કહેતી'તી ને હું સાંભળતો'તો,—એમ?

### ઉર્વશી

અમને સ્વતંત્રતા જોઈએ છે, પણ પુરુષભાવે નહીં, સ્ત્રી-ભાવે. અમારે અપૂર્વ સ્ત્રી થવું છે, ફાટેલાં ખાસડાં જેવા પુરુષ થવું નથી.

### નરોત્તમદાસ

(ગૂંચવાઈને ઉર્વશી સામે જોયા કરે છે) અલી ઓ છોકરી, આ ડહાપણ ક્યાંથી ફૂટી નીકળ્યું?

ઉર્વશી

મારામાં તો હતું જ.

નરોત્તમદાસ

(ગાંડા જેવા જોયા કરે છે ને પોતે જાગે છે કે ઊંઘે છે તે જોવા તમાચા મારે છે)

તારામાં હતું ? હતું ? તો આ ત્રણ મહિનામાં આખા મુંબઈ શહેરમાં ફજેતો શેનો કર્યો, મારા ડહાપણના ભંડાર ?

ઉર્વશી

(વાત ઉડાવી) અંબાલાલ, જોયા શું કરો છો ? બાપાજી કહેતા હતા તે ખરી વાત. આજની છોકરીને જરા લાડ જોઈએ છે; સમજ્યા ? તિલોત્તમાને જરા મીઠી મીઠી વાત કરો, આમ પૂતળા જેવા ઊભા છો શું ?

તિલોત્તમા

(ગુસ્સામાં) ખિલાડી-ખિલાડી-ખિલાડી-યુ કટ !

ઉર્વશી

ચૂપ ! (પછી એકદમ યાદ આવે છે) સૉરી, ચાલ તો મારી

બેન બેન બેનડી,
મીઠી મારી શેલડી,
તું દૂર જાય ઘેલડી,
તો હાર્ટ થાય ફેલ-ડિ-ય-ર

ચાલ, મારી બહેન, હું તને મૂકવા આવું. બાને પણ મળતી આવું.

નરોત્તમદાસ

(જતાં જતાં) ઓત્તારી ! આ શું થયું ? આને બા ને બાપા એકદમ ક્યાંથી યાદ આવી પડ્યાં ?

ઉર્વશી

મહેતાજી! મહેતાજી! (મહેતાજી લંગડાતા આવે છે) મહેતાજી! અરે, આ શું થયું તમને? (મમતાથી) મહેતાજી!

[મહેતાજી આ મમતા જોઈ ચકિત થાય છે]

મહેતાજી

કાંઈ નહીં બા. કાલે તમે રેકેટ માર્યું હતું ને એ તો મને જરા વાગ્યું

ઉર્વશી

અરે! મેં રેકેટ માર્યું હતું? અરર! હું બહુ દિલગીર છું. માફ કરજો મહેતાજી!

મહેતાજી

(ગાંડા જેવો જોઈ રહે છે) હું માફ કરું?

ઉર્વશી

હા, મારી જ ભૂલ હતી. જાઓ, ઘેર જઈને સૂઈ રહો. ને પેલા વિઠુને કહેજો કે એ અહિં નેપોલિયનની છબી ટિંગાવી દે, હમણાં ને હમણાં. આ ગાંધીજીની છબી કાઢી નાંખજો. (મહેતાજી સિવાય બધાં જાય છે)

મહેતાજી

(ચાળા પાડી) 'માફ કરજો મને!' આજે આ ઘરમાં ફરી કાંઈ ભુત વળગ્યું છે!

[વિઠુ હસતો હસતો હાથમાં પાનની ઝારણી લઈ, સોપારી કાપતો કાપતો આવે છે]

વિઠુ

મહેતાજી! આજ કાય ઘરમધી ઝાલા આહે?

મહેતાજી

મને પણ એમ જ લાગે છે.

વિઠુ

શેઠ આજ દાદર વર જાતો હોતો–આણી રેકેટ અસા અસા નાહી ઘેઉન જાતો (બેરાનો ચાળો કરે છે) અસા–આણી–તસા ફીરવુન જાતો હોતો. માલા સાંગીતલા—'અડધા ડ્રાંઇગ રૂમ અંગ્રેજી, આણી અડધા દેશી બનવ.' આણી કસા રોફ! 'વિઠુ' (ચાળા પાડે છે) આહા હા–હા! માલા અસા રેકિટ મારલા, જસા પૂર્વી મારતો હોતો તસા. (પાન ખાય છે)

મહેતાજી

હવે તું બકવાટ બંધ કરશે? મને પણ એક રેકેટ લગાવ્યું.

વિઠુ

શેઠની માલા સાંગીતલા કી મહાત્માજીચી છબીલા હાર ચઢવાયચા.

મહેતાજી

શું?

વિઠુ

શું, શું? ગાંધીજીલા હાર ચઢવાયચા!

મહેતાજી

અરે, બાઈએ મને કહ્યું કે ગાંધીજીની છબી કાઢીને નેપોલિયનની મૂક.

વિઠુ

કશાલા ? શેઠચા ઘર આહે કે શેઠાણીચા ? સાંગા.

મહેતાજી

મૂરખા ! શેઠની ગાળ ખાવી સારી, પણ શેઠાણીને તો ખુશ જ રાખવી. આખો દિવસ શેઠો ગમે તે હોય–રાતે તો શેઠાણી આગળ 'मैं तेरी गौआं.' સમજ્યો ?

વિઠુ

નાહીં ! મી ઈકિડે મહાત્માજીલા હાર લાવતો.

મહેતાજી

છટ્–હું ગાંધીજીની છબી લઈ જવાનો. (છબી ઉઠાવવા જાય છે)

વિઠુ

(વચ્ચે આવીને) મહેતાજી ! અત્તા તુમી મહાત્માજીચી છબીલા હાથ લાવણાર કોણ ? પહા. મી જનાર્દન બુવાચા શિષ્ય આહે. સમજલાસ કાય ? અંગ્રેજ સરકાર ત્યન્લા કાય કરુન્ શકત નાહી, તો તુમી કોણ ? (પાનની ચમચી મૂકી હાથ પર પડકાર કરે છે)

[મનોરમા આવે છે. એની સાથે એક મૃદંગ લઈને નૃત્યકલાનો શિક્ષક આવે છે]

મનોરમા

ભાઈ, ઓ ભાઈ ! ભાઈ નથી કે મહેતાજી ? (શિક્ષકને) માસ્તર, તમે અહિંયાં બેસો : ભાઈ અહિં પ્રેકટીસ કરશે.

મહેતાજી

(વિઠુને) જનાર્દન બુવાના શિષ્ય ! રોફ કરની હવે ? તુઝી આઈ આવી એટલે કેમ મૂંગો થઈ ગયો ? (બન્ને જાય છે)

મનોરમા

(માસ્તરને) માસ્તર, જરા તોડો વગાડોને? (નાચે છે)

[જીતેન્દ્ર આવે છે]

જીતેન્દ્ર

બાઈ ગૉડ! મનુ! આ તે દીવાનખાનું છે કે નાચણખાનું? બંધ કર, ઈડિયટ! (રેકેટ માસ્તરના માથામાં મારે છે, તે તૂટી જાય છે ને માસ્તરના ગળામાં ભેરવાઈ જાય છે)

મનોરમા

ભાઈ, ભાઈ! શું કરો છો? તમે માસ્તરને બોલાવ્યા ને તેનું અપમાનં? (ગાંડા જેવી જોયા કરે છે)

જીતેન્દ્ર

મનુ, આ નૉન્સેન્સ બંધ કર! તારે જોઈએ તો નાચ, જોઈએ તો તારા વરને નચાવ, પણ જો મારી પાસે આવી છે—(મૂકો મારવાનો ડોળ કરે છે. મનોરમા ખુરશી પર બેસી જાય છે ને રડી દે છે)

જીતેન્દ્ર

(શિક્ષકને) ગેટ આઉટ, યૂ ડ્રુમ, ધુમ, ડ્રુમ, ધુમ! આમ કરી કરીને છોકરા છોકરીઓને રામલીલા કરતાં કરી દીધાં–(ઉર્વશી આવે છે ને એકદમ હેતથી મનોરમાની પાસે બેસી જાય છે)

ઉર્વશી

મનુબહેન! શું છે? શું છે?

મનોરમા

(રડતી) ભાઈ ગાંડા થઈ ગયા છે. નૃત્ય કરવાને શિક્ષક રાખ્યો ને હવે તેને મારીને કાઢી મૂકે છે.

ઉર્વશી

(મનોરમાનાં આંસુ લૂછે છે) રડતી નહીં, મને નૃત્ય શીખવજે. થયું? (મનોરમા ડોળા ફાડીને જોઈ રહે છે)

મનોરમા

તમને?

ઉર્વશી

હા, ચાલો માસ્તર, અંદર. એમને કાલે અડધું શીખવ્યું હતું તે તાંડવ આજે મને પૂરું શીખવો.

મનોરમા

(ચકિત થઈને) તમને તાંડવ આવડે છે?

ઉર્વશી

અમે તો અર્ધનારીશ્વર. કાલે એમને શીખવ્યું તે મને આજે આવડી ગયું. ઊઠો, માસ્તર. અંદર ચાલો–મારા ખંડમાં–એમને ટેનિસ-નૃત્ય કરવા દો. (મનોરમાને વહાલથી અંદર લઈ જાય છે)

જીતેન્દ્ર

(પોતાને ગાલે તમાચો લગાવે છે) જાનવર! (દોડતો અંદર જાય છે ને મનોરમા અને માસ્તરને ઘસડી લાવે છે) મનુ, માસ્તર, હું દિલગીર છું. હું તો નૃત્યનો બહુ જ શોખીન છું. પેલા ભરતમુનિ તો મારી પાસે ભણેલા. બસ, લગાઓ, ઢુમ ધુમ, ઢુમ ધુમ,—ધા ધા કીટધા.

ઉર્વશી

(જીતેન્દ્રને) તમે પાછાં ગાંડાં કાઢવા માંડ્યાં કે?

જીતેન્દ્ર

(જીભ કાઢીને) એટલે જ તું કાલે અડધું શીખી તે મને આવડી ગયું.

[માસ્તર મૃદંગ વગાડે છે]

મનુ, પેલી ભૂંગળી લાવ. હું જાણે કૃષ્ણ-(વાંસળી વગાડે છે) ને ઉર્વશી, તું જાણે રાધા. આપણે નૃત્ય કરીએ.

મનોરમા

તમે કૃષ્ણ—ને ઉર્વશીભાભી રાધા—ને હું કોણ?

જીતેન્દ્ર

તું? તું પેલી ગાય—પેલા કૃષ્ણજી ચરાવતા હતા તે. માસ્તર, ચાલો શરૂ કરો. એક—બે—ત્રણ—

ઉર્વશી

(જીતેન્દ્રને) અરે, તમે બાફો છો શું? તમારું ટેનિસ-નૃત્ય મારે નથી જોવું.

જીતેન્દ્ર

(ઉર્વશીને) અરે જો તો ખરી. તારા શરીરમાં ત્રણ મહિના હું મફત નથી રહ્યો. ટેનિસ-નૃત્યનો બાપ હવે શીખવું છું. (માસ્તરને) માસ્તર, ચલાવો. નાધીન ધિન્ના, નાધીન ધિન્ના, નાધીન ધિન્ના, નાધિન ધિન્ના, ('સર પર ગાગર' અભિનય અને પગના ઠેકા સાથે ગાય છે. ઉર્વશી ને મનોરમા પ્રશંસાથી તેમાં જોડાય છે)

સરપર ગાગર ધરકર, ગજગામિની
હાથ હલાતી આવે
ભોળીશી ભામિની,
દ્યુતિદામિની
પ્રિયકામિની
ગજગામિની
હાથ હલાતી આવે
હસહસ ભૂમિ પાય દેવે
નભ નીચે લાય દેવે
મુખસે કછુ ગાય દેવે
અમૃત બરસાય દેવે
નિશી અંધિયારી ભારીમેં
દ્યુતિદામિની
પ્રિયકામિની
ગજગામિની
હાથ હલાતી આવે

[પાછળથી હર્ષદ, ડૉકટર, હાઈકોર્ટનો રજીસ્ટ્રાર અને બેલિફ આવે છે ને જીતેન્દ્રને નાચતો જોઈ પોતાની નોટમાં ડૉકટર ને રજીસ્ટ્રાર નોંધ લે છે]

હર્ષદ

ભાઈ, આ ડૉકટર સાહેબ. સાથે કન્સલ્ટન્ટ આવ્યા છે.

ડૉક્ટર

સાહેબજી, શેઠ! સાહેબજી. કેમ આજે કેમ લાગે છે? યસ. સવારની માફક જીવ ઊંચો છે કે? (શિક્ષક મૃદંગ લઈને જાય છે)

જીતેન્દ્ર

(મોજમાં) મારો જીવ તો ઊંચે ઊડ્યા જ કરે છે. પણ તમે કેમ આવ્યા છો?

ડૉક્ટર

( ગાંડાને પટાવતા હોય એમ ) યસ, યસ. જીવ ઊડતો જ લાગે છે. કોઈ જોગી જતિને મળવાનું મન હવે થાય છે?

જીતેન્દ્ર

( ગુસ્સામાં ) જોગી જતિને? આ ભવે મારે જોગી જતિ જોવો નથી. કેમ, છે શું?

ડૉક્ટર

( જાણે ગાંડાને સમજાવતા હોય તેમ ) હા, હા. યસ, યસ. જાણે કોઈ તમને સ્ત્રી બનાવે—

[ ઉર્વશી મોઢે રૂમાલ રાખી હસવું ખાળી શકતી નથી ]

જીતેન્દ્ર

( ઊભો થઈ જતાં ) મને સ્ત્રી બનાવે ? ગાંડા થઈ ગયા છો કે શું?

[ હર્ષદ ડોળા ફાડી જીતેન્દ્રની બોલાચાલી જોયા કરે છે ]

ડૉક્ટર

યસ, યસ. કોઈ કોઈ વાર સ્ત્રી થવાનું—

જીતેન્દ્ર

અરે, સ્ત્રી થવું હોય તો થાઓની તમે. મને શું પૂછો છો?

[ હર્ષદ ગાંડા જેવો જોઈ રહે છે ]

ડૉક્ટર

( મીઠાશથી ) યસ ! યસ ! જે હોય તે ખરેખરું કહી દો ને—

જીતેન્દ્ર

( ધમકાવતાં ) ડૉકટર, આજે તમને શું થયું છે?

ડૉક્ટર

યસ ! યસ ! જરા આસ્તે. અકળાઓ નહીં. Don't excite yourself.

રજીસ્ટ્રાર

(ડૉક્ટરને) ડૉકટર, આમને ગાંડપણનાં કાંઈ ચિહ્ન નથી.

ડૉક્ટર

હમણાં જોજોની, મિસ્ટર.

જીતેન્દ્ર

ગાંડપણ ? તમે કોણ છો ?

રજીસ્ટ્રાર

હું હાઈકોર્ટનો રજીસ્ટ્રાર છું. લ્યૂનસી ઍકટ નીચે તમારી તપાસ કરવા નામદાર હાઈકોર્ટે મને મોકલ્યો છે.

જીતેન્દ્ર

હું ગાંડો છું ? કોણ કહે છે ?

કન્સલ્ટન્ટ

આ ડૉકટર મોહનલાલે ઍફિડેવીટ કરી છે.

જીતેન્દ્ર

(ડૉકટરને કોટમાંથી પકડી) હું ગાંડો છું ? યુ— (ડૉકટરને ખૂબ હચમચાવે છે. હર્ષદ આનંદમાં આવી જઈ હસે છે)

ડૉક્ટર

જુઓ ! જુઓ ! આ ગાંડપણનાં ચિહ્ન.

જીતેન્દ્ર

ડૉકટર, નામદાર હાઈકોર્ટને કહેજોની કે પહેલાં તમારું માથું તપાસે?

રજીસ્ટ્રાર

(ડૉક્ટરને) ડૉકટર! શૉકીંગ–તમે છેક આવું ખોટું સોગન્દ-નામું કર્યું હશે એમ મેં ધાર્યું નહોતું.

ડૉક્ટર

(માથે હાથ મૂકી) ખોટું સોગન્દનામું?—ખોટું? (નિરાધારીથી) હું શું ગાંડો થતો જાઉં છું?

જીતેન્દ્ર

અરે, ગાંડા થતા નથી જતા, ગાંડા છો જ. એમાં જરાય શંકા નહીં રાખતા. હું ખાતરી આપું છું. સિધાવો–જલદી (ડૉક્ટર, બેલિફ ને રજીસ્ટ્રાર જાય છે)

હર્ષદ

ભાઈ! તમે તદ્દન સારા થઈ ગયા લાગો છો.

જીતેન્દ્ર

હું ક્યારે નહોતો?

હર્ષદ

હું પણ ગાંડો થતો લાગું છું!

જીતેન્દ્ર

બેલાશક! જ્યારથી મારી બહેનને પરણ્યો ત્યારથી. કેમ મનુ, તારો ચેપ લાગ્યો છે ને?

વિઠુ

(આવીને) શેઠસાહેબ, ભગવાનદાસ આણી સૉલિસિટર સાહેબ આલે. ને એક મનુષ્યની પત્ર આણુલા આહે.

[જીતેન્દ્ર કાગળ વાંચે છે ને ગજવામાં મૂકે છે ને પછી વિઠુને નિશાની કરે છે. તે જાય છે. ભગવાનદાસ ને તેના સૉલિસિટર આવે છે]

જીતેન્દ્ર

કેમ, ભગવાનદાસ?

ભગવાનદાસ

(રોફથી) હા. હું પેલો કરાર લઈ આવ્યો છું, તમારી સહી માટે.

જીતેન્દ્ર

શાનો કરાર?

ભગવાનદાસ

કેમ, આપણે કાલે વાત કરી હતી ને આજે ભૂલી ગયા? મેનેજીંગ એજન્સીમાં મને અડધો ભાગ આપવાની?

જીતેન્દ્ર

ન્યુ માથેરાન મિલ્સની? મેં ક્યારે વાત કરી હતી?

ભગવાનદાસ

(ધૃષ્ટતાથી) મારા ભાઈ, એટલામાં ફરી જાઓ છો?

જીતેન્દ્ર

(સખ્તાઈથી) ભગવાનદાસ! રીતભાત ભૂલી ગયા કે શું?

ભગવાનદાસ

એટલે તમારે ફરી જવું છે?

ભગવાનદાસ

બહેન, તમે તો વચ્ચે પડો. ભાઈ છેક નિર્દય થઈ ગયા છે. બહેન, હું પગે પડું, મને બચાવો.

જીતેન્દ્ર

અરે, જરા ઊભા તો રહો. તમે તો હિન્દુસ્થાન પર હુમલો કર્યો છે ને? આખી સરકાર માબાપ તમારી સામે કમર કસીને તૈયાર છે.

ભગવાનદાસ

(બેભાન જેવા) હિન્દુસ્તાન પર હુમલો! મેં? ક્યાં કર્યો? આવું શું બોલોછો, શેઠજી સાહેબ!

જીતેન્દ્ર

જી. ત્યાર વગર તમારી સામે સરકાર માબાપે 'ડિફેન્સ ઑફ ઈન્ડિયા' ધર્યો છે, કેમ?

ભગવાનદાસ

ડિફેન્સ ઑફ ઈન્ડિયા? ડિફેન્સ—ઑફ—ઈન્ડિયા—

જીતેન્દ્ર

પેલી ત્રણસો ગાંસડીઓ કાળાંબજારથી ખંભાત ચઢાવી તે મિસ્ટર 'બીઝીનેસ ઈઝ બીઝીનેસ', કેમ ભૂલ્યા? પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટે 'કંકુ છાંટી કંકોત્રી' મોકલી છે. જાઓ મિટિંગમાં—જાઓ.

ઉર્વશી

(હસીને) જીતેન્દ્ર, જવાદો, જવાદો, ભગવાનદાસ શેઠને.

જીતેન્દ્ર

(હર્ષદને) હર્ષદ, તું કેમ આમ મરેલા મરઘા જેવો પડ્યો છે?

હર્ષદ

ભાઈ! હું જાગું છું કે ઊંઘું છું?

જીતેન્દ્ર

(વાંસો થાબડીને) હર્ષદ, દીકરા મારા! તું જાગે છે—જાગે છે.

હર્ષદ

તમે અદ્દ્ભુત છો.

જીતેન્દ્ર

તેં આજે જાણ્યું? મારી ઉર્વશી વર્ષો થયાં જાણે છે. (ભગવાનદાસને) ભગવાનદાસ, આ ઉર્વશી કહે છે એટલે જવા દઉં છું. પણ પેલા સાતસો શૅર ને ડિરેક્ટરપદનું રાજીનામું લખી આપો. ને હર્ષદ, નહીં લખી આપે તો એમને મોસાળ વદાય કરજે. ત્યાં એમના મામાઓ વાટ જુએ છે. (ભગવાનદાસ હાથમાં પાઘડી લઈ જાય છે)

હર્ષદ

(ભગવાનદાસનો વાંસો ઠોકી) ચાલો, બહુ પટ પટ કરતા હતા તે. શું સમજ્યા?

મનોરમા

ભાઈ, જાઉં છું.

જીતેન્દ્ર

ગોવાળીઓ ચાલ્યો કે પાછળ ગાય ચાલી. હત્તારી—(મનોરમા જીભ કાઢીને જાય છે) ઉર્વશી, કેમ લાગે છે?

**ઉર્વશી**

ફાઇન! ને તમને?

**જીતેન્દ્ર**

વે....રી ફાઇન.

**ઉર્વશી**

(ગાતી ગાતી પાસે આવે છે)—' હસ હસ ભૂમિ પાય દેવે '

**જીતેન્દ્ર**

નભ નીચે લાય દેવે.

**ઉર્વશી**

મુખસે કછુ ગાય દેવે.

**જીતેન્દ્ર**

અમૃત બરસાય.
નિશી અંધિયારી ભારી મેં,
દ્યુતિદામિની.
ગજગામિની,
પ્રિયકામિની
હાથ હલાતી આવે.
(ઉર્વશી ને જીતેન્દ્ર હસે છે)

**બન્ને**

ને છીએ તેજ ઠીક છે.

[ પડદો પડે છે ]

---

## શ્રી. મુનશીનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| પાટણની પ્રભુતા ... ... ... ... | ૩—૮—૦ |
| ગુજરાતનો નાથ ... ... ... ... | ૫—૦—૦ |
| રાજાધિરાજ ... ... ... ... | ૫—૮—૦ |
| જય સોમનાથ ... ... ... ... | ૪—૮—૦ |
| પૃથ્વીવલ્લભ ... ... ... ... | ૨—૮—૦ |
| ભગવાન કૌટિલ્ય ... ... ... ... | ૪—૦—૦ |
| પૌરાણિક નાટકો ... ... ... ... | ૨—૮—૦ |
| ધ્રુવસ્વામિની દેવી ... ... ... ... | ૧—૮—૦ |
| લોપામુદ્રા ભા. ૧—૨—૩—૪ ... ... ... | ૪—૮—૦ |
| લોમહર્ષિણી ... ... ... ... | ૪—૦—૦ |
| ભગવાન પરશુરામ ... ... ... ... | ૬—૦—૦ |
| વેરની વસુલાત ... ... ... ... | ૩—૦—૦ |
| કોનો વાંક ? ... ... ... ... | ૨—૮—૦ |
| સ્વપ્નદ્રષ્ટા ... ... ... ... | ૪—૮—૦ |
| સામાજિક નાટકો ... ... ... ... | ૧-૧૨-૦ |
| કાકાની શશી ... ... ... ... | ૧—૪—૦ |
| બ્રહ્મચર્યાશ્રમ ... ... ... ... | ૧—૪—૦ |
| પીડાગ્રસ્ત પ્રોફેસર ... ... ... ... | ૧—૪—૦ |
| ડૉ. મધુરિકા ... ... ... ... | (છપાય છે) |
| અડધે રસ્તે ... ... ... ... | ૩—૦—૦ |
| સીધાં ચઢાણ ભા. ૧—૨ ... ... ... | ૩—૮—૦ |
| શિશુ અને સખી ... ... ... ... | ૨—૦—૦ |
| મારી બિનજવાબદાર કહાણી ... ... ... | ૨—૮—૦ |
| કેટલાક લેખો ભા. ૧—૨ ... ... ... | ૨—૮—૦ |
| ગુજરાતના જ્યોતિર્ધરો ... ... ... | |
| થોડાંક રસદર્શનો ... ... ... ... | ૨—૮—૦ |
| નરસૈયો—ભક્ત હરિનો... ... ... ... | ૧—૮—૦ |
| નર્મદ ... ... ... ... | ૧—૪—૦ |
| આદિવચનો ભા. ૧—૨ ... ... ... | ૨—૮—૦ |
| અખંડ હિંદુસ્તાન ... ... ... ... | ૫—૮—૦ |
| કેટલીક વિભૂતિઓ ... ... ... ... | (છપાય છે) |